[૭૮૬]

# મુનાઝેરે નેઅમત

— અર્થાત —

હીજાઝ, મિસર, ફલસ્તીન, શામ અને
ઇરાકના મુતબર્રીક મકામાતની
દાઇઝ્ઝમાન (ત.ઉ.શ.) સાથે
કરેલી મુસાફરીનો સંપુર્ણ
સચિત્ર એહવાલ



લેખક
અબ્બાસભાઇ તય્યબઅલી દોસાભાઇ
શેખભાઇ યુસુફભાઇવાલા.



ફકત દાવત હાદીયહના ફરઝંદો માટેજ.

૧૩૫૮ હી.] હદીયો [ઇ. ૧૯૩૯

મુદ્રકઃ—
કલીમુદ્દીન અ. હુસેની.
હયદરી પ્રિન્ટીંગ પ્રેસ,
રવીવાર પેઠ, પૂના ૨.

ઝાતે સયફી વુજૂદે બુર્હાની, હય હકીકી મઝાહિરે નેઅમત.
હય ખતીબાને હક નવાકે લીયે, ઇન્કી હયકલ મનાબિરે નેઅમત.
ઇન્કે હરએક સફરકા નકશે કદમ, રહબરે દીં મઆસિરે નેઅમત.
જીસ્ને પાઇ યેહ નેઅમતે ઉઝમા, બનગએ વો મસાદિરે નેઅમત.
મનઝરે ખુલ્દ દેખના હો જીસે, દેખલે વો મનાઝિરે નેઅમત.

— મુલ્લા નુરૂદ્દીન તઇયબઅલી મુતાહિર.

પ્રકાશકઃ—
અબ્બાસભાઇ તઇયબઅલી,
c/o મુ. શેખભાઇ યુસુફભાઇ
અબ્દુર્રેહેમાન સ્ટ્રીટ મુંબઇ ૩

# અનુક્રમણિકા.

# છાયા ચિત્રોની યાદી.

# પ્રસ્તાવના.

અલ્હમદોલિલ્લાહ કે, સને ૧૩૫૬માં આજીઝને દાઈઝમાન સૈયદના વ મવલાના અબુ મોહમ્મદ તાહેર સયફુદ્દીન સાહેબ અશરકલ્લાહો અનવા-રહુ સાથે હજ અને અવલીયાઉલ્લાહ (સ. અ.) ની ઝિયારતો નસીબ થઇ. હિજાઝ, મિસર, ફલસ્તીન, શામ અને ઇરાકના પાંચે પવિત્ર દેશોમાં અમારી સફર કુલ ૧૫૭ દિવસ ચાલી. તેનો તારીખવાર મુખ્તસર એહ-વાલ આ નાનકડા રિસાલામાં જમે કીધો છે. – અને તેનું **મનાઝેરે નેઅમત** એવું સુંદર, સાર્થક અને તારીખી નામ આપ્યું છે. જેમાં અબજદના કાનુનથી હી. સ. ૧૩૫૬ નો આંક નીકળે છે. મોલાના ઇમામ જાફરુસ્સાદિક (સ. અ.) નું ફરમાન છે કે, "હરવક્તના ઇમામ નેઅમત છે." ઉપલા પાંચે દેશોમાં એવા મુજસ્સમ નેઅમતોની આરામગાહ જ નહી બલ્કે તેમણી ઘણી જવલંત યાદગારો આવેલી છે. જે ઝાએરીન માટે ગનીમત જ નહી બલ્કે નેઅમત છે. જેને જોવાથી આંખોમાં નુર અને બોસો દેવાથી દિલમાં સુરૂર પૈદા થાય છે. ખરેખર સને ૧૩૫૬ માં અમોએ નેઅમતના મનઝરો– ઝમાનના મુજસ્સમ નેઅમત મવલાનલ મન્નાન નાયબે ઇમામુલ ઇન્સે વલજાનના સાથમાં રહીને જોયા. તે આજતક નજર અને દિલમાં સમાએલા છે અને હયાતી તક સમએલા રહી આખેરતમાં પણ નેઅમત પુરવાર થનાર છે.

રિસાલાની હસ્ત લીખીત કાપીઓ અમારા ખાસ મોહીબ ભાઇ મુ૦ કલીમુદ્દીન અબ્દુલહુસેન હુસેનીએ તપાસી આપી છે. તેમ ભાઇ હસનભાઇ ગુલામહુસેન કરમલાવાલાએ ખુશખતમાં લખી આપવા બાદ હુઝુરેઆલી (ખ. સુ.) ની હઝરતમાં રઝા વાસ્તે પેશ કીધી હતી. જ્યાં ફરમાને આલી મુતાબીક તેની ઉપર નઝરેઇસલાહ થઇ પાકીઝા કરવામાં આવ્યા બાદ પ્રગટ કરવાની ઇજાઝત ફઝલ થઇ છે. આ ઉપરાંત નસીમેસહર ઓફીસે પોતાના કીંમતી ફોટો બ્લોકો વાપરવા દીધા છે જે સર્વે માટે તહેદિલથી મમનુનો મશકુર છું.

આ મનાઝેરે નેઅમતમાં જે ખુબીયો હોય તે હુઝુરે (ત. ઉ. શ.) ની તરફ મનસુબ છે. અને શરતચુકથી જે ભુલ રહી ગઇ હોય તે આજીઝના ઝીમ્મે છે. આટલા શબ્દોપર આ રિસાલો અહીબ્બા અને અઇઝઝાની ખિદમતમાં હદીયો કરૂં છું. ગર કુબુલ ઉફતદ ઝહે ઇઝઝો શરફ.

અબ્દે સય્યિદના (ત. ઉ. શ.)

**અબ્બાસ તઇયબઅલી કપડવંજવાલા.**

તા૦ યોમે મેઅરાજ,
૨૭–૭–૧૩૫૮ હી૦

આ

રિસાલાના તશ્તીબનુ

સવાબ

બાવાજી સાહેબ અને મા સાહેબાની

તરફ

હદીયો કરેલુ

છે.



# મનાઝેરે નેઅમત.

## હિજાઝ, મિસર, ફલસ્તીન, શામ અને ઇરાકના મુતબર્રીક મકામાતની દાઇઝઝમાન (ત.) સાથે કરેલી મુસાફરી.

૧

### "હમ્દ અને સલવાત"

તમામ હમ્દ વો સના અલ્લાહતઆલાને જેબા છે કે જે એ કઅબતુલ્લાહીલ હરામને લોકો વાસ્તે ઈબાદતનું ઘર બનાવ્યું, મદીનાને પોતાના હબીબ અને રસુલની તુરબતનું શરફ બક્ષું, મિસ્રને અઈમ્મત તાહેરીનની સલતનતથી દુન્યાભરમાં વખણાવ્યું, ફલસ્તીનને અને શામને આલે ઇસહાકના અંબિયાથી સરફરાઝ કર્યું, અને ઈરાકના સરઝમીનને સય્યદુલ વસીયીન અલી ઇબ્ને અબીતાલીબ અને આપના ફરઝંદ અરજુમંદ સય્યદુશ્શોહદા હુસેનની આખરી આરામગાહ બનાવી.

તારીફ અને તોસીફ વો સના અલ્લાહતઆલાના વાસ્તે જેણે અમને હીજાઝ, મિસ્ર, ફલસ્તીન શામ અને ઇરાકનાં મુતબર્રીક મકામાતની ઝીયારત નસીબ કરી આપી. ખુદાતઆલા હમારા હમ્દને કુબુલ ફરમાવે અને પોતાના નબી રસુલે કરીમ અને આપની આલેપાક ઉપર સલવાત અને સલામના ગૌહરો નિસાર કરે, એ સર્વે મવાલીની શફાઅત અમને નસીબ કરે અને એ સર્વેની દાવતના હુફફાઝ દોઆતીલ મુતલાકના શરફ અને ફઝલના વારિસ, દાઇઝઝમાન સૈયદના વ મૌલાના અબુમોહંમદ તાહેર સૈફુદ્દીન સાહેબની ઉમરે શરીફને દરાઝ ફરમાવે અને આપના ઝમાન-સઆદત અવાન-માં મુમીનીનને દીન-દુન્યાની નેઅમતોથી માલામાલ કરે (આમીન.)

૨

# ભલો અઝમ

હીજરી સને ૧૩૫૫ ના માહે ઝીકાદના પહેલા દસકામાં દાઅવતે હાદીયાહ-ના રૂબ્બાન મવલાનલ મન્નાન (ત. ઉ. શ.) સુરતમાં તશરીફ ફર્માં હતા, એ અરસામાં હજ્જે બયતુલ્લાહનો આપે અઝમ ફરમાવ્યો; અને એ ભલા અઝમના સાથે આપના ફરમાને આલી મુજબ કંઈક હુદુદ મફાસિદ અને મુમેનીનએ અઝમ કીધો, એવા ખુશનસીબ આઝીમોના ઘરેઘર તૈયારી થવા લાગી, જે લોકો શકતીમાન ન્હોતા તેમણે પણ હસ્તે પરહસ્તે દાઇલ્લાહએ મદદ પહોંચાવીને શકતી-માન બનાવ્યા. હજના બાદ આપ મિસર, ફલસ્તીન અને ઇરાક જશે એવું પણ ફરમાન થયુ એટલે ઇસ્લામના પવિત્ર અને નામાંકાત શહેરોમાં ફરી આવવાના કોમમાંથી અનેક કસ્દ કર્યો. અમારા સાથે જે જે ભાઇઓ અને બહેનો વીશીમાં સાથે થયા તેના નામો નીચે મુજબ છે.

૧ મોહમ્મદઅલી શેખ તૈયબઅલી વલીભાઇવાલા (સરસત) ૨ હકીમુદ્દીન અબ્દુલહુસેન શે. ફતાભાઇવાલા ૩ મુલ્લા ફીદાઅલી કાદરભાઇ ખાનભાઇ ૪ અબ્દે-અલી મુલ્લા કાદરભાઇ શેખભાઇવાલા ૫ અબ્દુલહુસેન મુલ્લા નજુભાઇ ફીકાભાઇ ૬ નજમુદ્દીન હકીમુદ્દીન ફતેહી ૭ લુકમાનજી અબ્દુલ તૈયબ ફતેહી ૮ મુલ્લા અબ્દુલ્લાભાઇ મુલ્લા કલીમુદ્દીન નજુભાઇ ૯ અબ્દુલ્લાભાઇ આદમજી કલકત્તાવાલા ૧૦ ફખરૂદ્દીન ફિદાઅલી ફતેહી ૧૧ અબ્દુલ તૈયબ મહમદઅલી રંગવાલા ૧૨ અબ્બાસભાઈ તૈયબઅલી ડોસભાઈ શેખભાઇવાલા ૧૩ ઈબ્રાહીમ મોલાભાઇ દોહદવાલા (મુનીમ) ૧૪ ફાતેમાબાઈ મુલ્લા કાદરભાઈ શેખભાઇ ૧૫ ફાતેમાબાઇ યુસુફઅલી હાતેલા ૧૬ હુસેનાબાઇ મોહમ્મદઅલી ૧૭ સકીનાબાઇ અબ્દુલતૈયબ બાકરભાઇ ૧૮ સકીનાબાઇ મુલ્લા નજુભાઇ ફીકાભાઇ ૧૯ અસમાબાઇ અબ્દુલ-કૈયુમ ૨૦ સફયાબાઇ મુલ્લા નજુભાઇ ફીકાભાઇ ૨૧ રૂકૈયાબુ મુલ્લા અબ્દુલઅલી રંગવાલા.

આ એકવીસ જણા એકવીસમા ઈમામના નાયબ મનાબના ફરમાન મુજબ પહેલેથી છેલ્લે સુધી પનોતા પ્રવાસમાં સાથે રહ્યા. હજમાં લગભગ ૧૫૦૦ મુમીનીન અને મુમેનાત હતા અને મિસ્ર, ફલસ્તીન તથા ઈરાકની સફરમાં લગભગ ૫૦૦ ઝુવ્વાર હતા.

હજના દરેક ભલા આઝીમપર લાઝીમ આવે છે કે હુઝુર પુરનુરની રજા લે, તે મુજબ અમોએ રજા લીધી, તે બાદ તૈયારી કીધી.

મવલાનલ-મન્નાન (ત. ઉ. શ.) તા૦ ૮ મી ઝીકાદ સુરતથી રવાના થઈ તા૦ ૯ મી સવારમાં મુંબઈ પધાર્યા. દેશના ચારે ભાગમાંથી હજારો મુમીનીન આપના વિદા વાસ્તે મુંબઈમાં હાજર થયા હતા, મોડી રાતના એક વાગા સુધી હઝારો લોક કદમબોસ થઇ હજનું સવાબ લેના રહ્યાં. હાજીયોની તમામ સગવડો કાસર શરીફના દેખરેખ હેઠલ પુરી થતી હતી.

તા૦ ૧૫ ઝીકાદ મંગળવારે સવારે હુઝુરે આલીએ મુંબઈમાં વદાઇ વાઅઝ-માં હજના ભલા આઝીમોની ઝીકર કરમાવી, હિન્દનો અમર આપે આપના બીરાદર સૈયદી સાલેહભાઇ સાહેબને સુપુર્દ કર્યાનું જાહેર કરી મુમીનીનના હકમાં દોઆએ ખેર કીધી. તા૦ ૧૭ મી ગુરૂવારની સવારમાં બહમદીલ્લાહ મુંબઇથી વદા થયા.

### ૩

## સ્ટિમર ઇસલામીયા

ઇસ્લામીયા સ્ટિમર (ટરનર મોરીસન કંપનીની) મોગલ લાઇનની પ્રખ્યાત સ્ટિમર છે. તા૦ ૧૭ ઝીકાદ ૧૩૫૫ હીજરી મુતાબીક સંવત ૧૯૯૩ પોશ વદ બીજ, ઇસ્વી સન ૧૯૩૭ ના ૨૮ જાન્યુઅરી ગુરૂવારે બપોરે ૪ા વાજે બિસ્મીલ્લાહ બોલીને અમે એ જહાઝમાં સવાર થયા, સેંકડો મુમીનીન, કાસર શરીફ, તેમજ ઘણા સાદાતો આ જહાઝમાં સાથે થયા. દક્ષિણ હયદરાબાદના વિદ્વાન મુસલમાનો નો કાફલો પણ આમાં જ હતો. મુમીનીન મુસાફરોની સરદારી સૈયદી વ મવલાઇ મુકદ્દસ માઝુન સાહેબ દાઉદભાઈ સાહેબ શહાબુદીનના ફરઝંદે અરજુમંદ ભાઈસાહેબ સૈયદી તૈયબભાઇ સાહેબને સુપુર્દ હતી. આપ દરરોજ ઇમામતની નમાઝ પઢાવતા અને હજના અરકાનોની તાલીમ આપતા.

મુંબઇથી રાતના ૧૦ કલાક ૭ મીનીટે ઉપડીને કરાંચી તા૦ ૧૯ મી રાતના બાર વાજે પહોંચ્યા. ફયઝે હુસેની તરફથી હુજ્જાજની મહેમાનદારી થઇ. શનીવારે બપોરે ૧૨ વાજે જમણ લીધા બાદ જહાઝ કરાંચીથી જીદ્દા તરફ રવાના થયું. એજ દીવસે ૧ા કલાકે મુંબઇથી હુઝુરેઆલી સૈયદાત, સાદાત અને આગેવાન મુમીનીન સાથે પી. એન્ડ ઓ. કંપનીની મેલ સ્ટીમર "નરકુંડા" માં રવાના થયા આપની રવાનગી વખતે મુંબઇમાં અનોખું અને અસાધારણ જુલુસ નીકળ્યું હતું.

ઇસ્લામી જહાઝ અરબી સમંદરને ચીરતું આગળ ધપે જતું હતું તે દરમીયાન નરકુંડાપરથી બેવાર મુમીનીનની ખેરોઆફીયત વાયરલેસથી હુઝુરેઆલીએ પુછાવી હતી.

તા૦ ૨૩ મી બુધવારે દુરથી મકાલ્લા બંદર દેખાવા લાગ્યું હતું. બીજા બે દીવસ પછી એટલે તા૦ ૨૫ મી જુમ્આએ એડન દેખાયું. તા૦ ૨૬ મા શનીવારે પેરીમનાં રળીઆમણાં પહાડો તથા સરકારી છાવણી દેખાઇ. એમ કહેવામાં આવે છે કે સિકંદર બાદશાહએ હિન્દ આવવા માટે આ રસ્તો શોધ્યો હતો.

તા૦ ૨૭ મી રવીવારે ઇસલામીમાં હુઝુરેઆલીની સાલગીરાહની ધામધુમ મચી રહી. તમામ મુમેનીન અને મુસલેમીન તથા ખલાસીઓને તેની ખુશીનું જમણ જમાડવામાં આવ્યું. દીની તરીકા મુજબ મજલીસ થઇ. રૂ૦ ૫૦૧ હદીયતુસસલામના વાયરલેસ દ્વારા મુબારકબાદી સાથે નરકુંડમાં હુઝુરેઆલીને રવાના કરવામાં આવ્યા જેનો જવાબ દેતા મૌલાનાએ દુઆ ફરમાવી હતી. જહાઝને વાવટા તોરણોથી સુંદર રીતે શણગારવામા આવ્યું હતું અને ત ઉપર રોશનાઇ થઇ હતી. ૯ કલાકે કામરાન બંદર પર ભારે ખુશાલી વચ્ચે જહાઝે લંગર કર્યું હતું. અહીં ડાક્ટરે દરેક હાજીની તંદુરસ્તીની તપાસ લીધી હતી.

તા૦ ૨૮ મી સોમવારે સાંજે ૬ વાજે યલમલમ પહાડ દેખાયો હતો. હિન્દના હાજીઓ માટે આ એહરામની હદ છે એટલે સર્વેએ એહરામનો લીબાસ અખ્તેન કર્યો. પાકીઝગી અને તકવાથી તમામ મુમીનીન શોભી ઉઠયા હતા.

બીજે દીવસે તા૦ ૨૯ મી મંગળવારે બપોરે બાર કલાકે ઇસ્લામીયાએ જીદ્દા બંદરમાં લંગર કર્યું હતું. આમ બાર દીવસે અમે મુંબઇથી હિજાઝની સરહદમાં સુખરૂપ આવી પોહચ્યા અને ફયઝના મકાનમાં ઉતારો લઇ રાત્રે આરામ કર્યો હતો.

## ૪
## મક્કા મોઅઝઝમા

જીદ્દામાં ઉતરતાંજ સઉદી સરકાર તરફથી માણસ દીઠ રૂપીયા પચ્ચા કોરાંન લેવામાં આવે છે. તે ભરપાઇ કરી અમો બુધવાર તા૦ ૩૦ મી જીદ્દામાં રહ્યાં અને તા૦ ૧ લી ઝીલ્હજ સવારમાં મોટર રસ્તે મક્કા મોઅઝઝમાં જવાને રવાના થયા. માણસ દીઠ મોટરનું ભાડું ૧૯ાા= થાય છે. અરબના રેતીલા રણમાંથી પસાર થઇ અરબી સાત વાજે મક્કામાં દાખલ થયા. અલમહેલે સૈફી લિલ ફયઝે હાશીમીમાં સરસામાન મુકાવી, ગુસલ કરી બેતુલ્લાહીલહરામમાં ગયા. તવાફ દઇ સફા મર્વાની સાઅયે કીધી અને તે બાદ અહેરામના કપડા ઉતારી નાખ્યાં.

સ્ટીમર ઇસલામીયા મુંબઇથી ઉપડ્યા પછી રહેમાની અને અકબરીમાં



ઓહોદની ખીણમાં સય્યદુશ શોહદા અમીર હમઝા ( અ. સ. ) ની આરામગાહ.

મુમીનીનના બાકી રહેલા કાફલાઓ રવાના થયા હતા. જે સરવે સુખરૂપ મક્કા મોઅઝઝમાં આવી ગયા હતા.

તા૦ ૨ ૭ જુમ્આએ સવારે તારમારફતે ખબર મળી કે હુઝુરેઆલી મક્કા પધારે છે. સઉદી સરકારના રઇસે દીવાન શમશુલ મુલ્કા શેખ ઇબ્રાહીમ સુલેમાનની સરદારી હેઠળ રાજ્યના અમલદારો અને મહેલે સયફીમાં વસનારા મુમીનીન આપના ઇસ્તીકબાલ માટે તૈયાર થયા.

મુંબઇથી તા૦ ૧૯ મી ઝીકાદ શનીવારે રવાના થએલી મેલ સ્ટીમર નરકુંડા અરબી સમુદ્રના નીલરંગી નીર ચીરતી એડન તરફ આગળ વધતી. સ્ટીમરમાં રોજ જમાઅત થતી હતી. રોજ શાહઝાદા માઝુનોમનસુસ સૈયદી મોહમ્મદ બુરહાનુદ્દીન સાહેબ ( ત. ઉ. શ.) અરકાને હજ્જની તાલીમ ફરમાવતા હતા.

તા૦ ૩–૨–૩૭ રોજે હુઝુરેઆલી એડન પોહોંચ્યા હતા. શેખુલ ફાઝીલ બદરૂદ્દીનની આગેવાની હેઠળ મુમીનીનએ આપને શાહી આવકાર આપ્યો હતો, સિવાય તમામ અરબો જુલુસમાં શરીક થયા હતા. મસજીદમાં બેર મકદમની મજલીસ થયા પછી આપ મુમીનીનની દુકાનોપર કદમ કરવા પધાર્યા હતા. ત્યાંથી આપ મેલ સ્ટીમરમાં પાછા પધારી ગયા હતા.

તા૦ ૭–૨–૩૭ રોજે આપની સાલગીરહ સુએઝ કેનલમાં ઉજવવામાં આવી હતી. નરકુંડાને રંગબેરંગી વાવટા તોરણોથી આરાસ્તા કરવામાં આવી હતી. રાત્રે તેની ઉપર ઝળકદાર રોશની થઇ હતી. ઇસ્લામી, રહેમાની અને મુંબઇથી મુબારકબાદીના વાયરલેસ આવ્યા હતા. સુએઝથી નરકુંડા પોર્ટસઇદ પહોંચી, ત્યાં આખી રાત્રે મીસરના રાજપ્રતિનીધી તથા પ્રજાપ્રતિનીધીઓએ આપનું સ્વાગત કર્યું હતું.

પોર્ટસઇદથી આપ ટ્રેનમાં મિસર પધાર્યાં હતા. ત્યાં બારે રોકાણ અને ધામધુમમાં એક દિવસ પસાર કરી ફરી પોર્ટસઇદ આવી મિસરી જહાજ કોસરમાં જીદ્દા જવાને ઉપડ્યા હતા.

કોસર જહાઝ જ્યારે જહફાના નઝદીક પોંહચ્યું ત્યારે હુઝુરેઆલીએ નિસ્ફીલૈલના સમયે એહરામ બાંધ્યો હતો. અહીંથી કોસર આગળ વધી અને તા૦ ૧૨–૨–૩૭ રોજે જુમ્આએ સવારે જીદ્દા પહોંચી હતી. ત્યાંથી આપ મોટરમાં મક્કા આવવાને ઉપડ્યા હતા.

મક્કા મોઅઝઝમાના દવારપર આપનું શાહી ઈસ્તીકબાલ થયા બાદ આપ સૈફી મહેલમાં પધાર્યા હતા. ગુસલ ફરમાવી બૈતુલ્લાહ તરફ કસ્દ કર્યો હતો. આઈમ્મએ બનુ અબ્દે મનાફ જે દરવાજાથી કાબામાં દાખલ થતા હતા તે બાબે બનુશૈબાથી આપ કાબામાં પધાર્યા હતા. ઝમઝમના પાણીથી કદમૈનને ફરી નમાઝી કરી કઅબાને તવાફ દીધા અને મકામે ઇબ્રાહીમ પાસે નમાઝ પઢી મુમીનીનના હકમાં દોઆએ ખૈર ફરમાવી.

તેજ દીવસે મગરીબની નમાઝ બાદ આપે સફા મર્વાની સાઅયે ફરમાવી અને અહેરામ ઉતારી નાંખ્યો અને શબીહબીલ મોહરીમ રહ્યા. જમીને ફરી આપ બૈતુલ્લાહમાં પધાર્યા, ઇશાની નમાઝ અદા ફરમાવી નિસફીલ્લૈલના વખત સુધી દોઆમાં મશગુલ રહ્યા.

મુમીનીનનો ઉતારો સૈફી મહેલમાં પુરતો ન થવાથી બૈતુલ્લાહનાં આજુબાજુ લગભગ દઝનેક મકાનો કીરાયાથી શૈખે હાશમી મારફત રોકવામાં આવેલા હતા ખાસ સરકારઆલી ત. ઉ. માટે સઉદી સરકાર તરફથી સૈફી મહેલના બાજુમાં શાહી હવેલી મહેમાનદારી માટે તૈયાર રાખવામાં આવી હતી તેમાં નામદાર હુઝુરેઆલીએ ઉતારો લીધો હતો.

તા૦ ૩ જી શનીવારથી તા૦ ૭ મી બુધવાર સુધીના પાંચ દિવસનો કાર્યક્રમ દૈનિક રહયો હતો. સરકારેઆલી મગરીબની અને ઈશાની નમાઝ બૈતુલ્લાહમાં પઢાવતા હતા ઝોહર અને અસરની નમાઝ મામુનસાહેબ પઢાવતા હતા અને સવારની નમાઝ મુકાસિરસાહેબ પઢાવતા હતા.

દરરોજ આપ સૈફી મહેલમાં દાવતના કારોબારને અંજામ દેવા તથા મુમીનીનને કદમબોસીનું શરફ આપવા પધારતા હતા. હિજાઝના નાના મોટા અમલદારો પણ આપના દીદાર વાસ્તે આવતા હતાં.

દરરોજ નાસ્તા સાથે જમણ તમામ મુમીનીન ઝુવ્વારને સરકારેઆલી તરફથી મળતું હતું તેમ મુમીનીનને ખાસ ટુંક મનસક જે સરકારઆલીયે છપાવી હતી તે મફત આપવામાં આવતી હતી.

## ૫

## હજ

૮ મી ઝીલ્હજની રાત્રે મવલાનલમન્નાને બૈતુલ્લાહમા અર્ધી રાત્રે મિઝાજ

નીચે એહરામ બાંધ્યો હતો અને તા૦ ૮ મી ઝવાલ પહેલા આપ મીના તશરીફ લઇ ગયા. અમો સર્વેએ તા૦ ૮ મી ઝવાલના વક્ત એહરામ બાંધો અને મીના સરકારેઆલીની ખીદમતમાં લાહેક થયા. મક્કાથી મીના થઇ, અરફા, મુઝદલેફા, ત્યાંથી પાછા અરફા મીના થઇ મક્કા આવવાના માણસ દીઠ મોટરનું ભાડું રૂપીયા પચાસ, ઉટના રૂ૦ ૨૫ અને ગધેડા ના રૂ૦ ૧૧ રાજ્યના ટેક્ષ સાથે લેવામાં આવે છે. લગભગ ૮૦૦ જણાં મોટરમાં, ૮૦ જણ ઊંટપર, અને બાકી ગધેડાપર તથા કેટલાક ચાલતા મીના ગયા હતા.

અમને સર્વેને લાડવાનો પુરતો તોશો કેંઝે હાશમી તરફથી આપવામાં આવ્યા હતો. હુકમ મુજબ ૯ મી રાત મીનામાં ગુઝારી હતી. સવારમાં જુમ્આ હતી. સરકારેઆલીએ ઇમામતથી નમાઝ પઢાવી હતી. ત્યાર બાદ સરકારેઆલી સાથે અમે સર્વે મુમીનીન અરફા તરફ રવાના થયા હતા. રસ્તામાં મસ્જીદે નમેરામાં બે રકઅત નમાઝ પઢી પછી જમન જમીને બતનુલવાદીમાં પધાર્યા ત્યાં મૌલાનાએ ફરીજી બલીગ ખુતબો જેમ નબીસાહેબએ પઢો હતો તેમ પઢી સુનાવ્યો અને ઝોહર તથા અસરની નમાઝ ઇમામતથી પઢાવી ત્યાંથી જબલુર-રહેમત પાસે આવી તંબુમાં વાઅઝ ફરમાવી અને હજની હકીકત બયાન ફરમાવી. વાઅઝ થયા પછી તસ્બીહ અને તહલીલ કરતા જબલે અરફાતપર પધાર્યા જે જગ્યાએ રસુલે ખુદા (સ. અ.) એ ઉભા રહીને દોઆ ફરમાવી હતી ત્યાં આપ આફતાબના સામે મોં કરીને ઉભા રહ્યા, અમે સર્વે આપના પાછળ ઉભા હતા. સઉ કોઇના આંખથી ચોધાર આંસુ વરસી રહ્યા હતા, દરેક પોત પોતાના ગુનાહ બદલી રહેમત તલબ કરી રહ્યા હતા. સુરજ આથમે ત્યાં સુધી દોઆ જારી હતી પછી સર્વે તંબુમાં પાછા આવ્યા. મૌલાના મગરીબ તલક આફતાબના સામે ઉભા રહીને તમામ મુમીનીનના હકમાં અજબ વલવલાથી દોઆ ફરમાવતા હતા. સુરજ ગુરૂબ બાદ સર્વે મુઝદલેફા રવાના થયા અને અર્ધી રાતે મગરીબ અને ઇશાની નમાઝ અદા કીધી. હાજીયોને ચહા બીસ્કીટ આપવામાં આવ્યા. તે બાદ અમોએ કાંકરા વીની લઇ મુઝદલેફામાં રાત ગુઝારી. આ રાત્રે વરસાદનું એક ઝાપટું પડ્યું પણ કોઇને કશી તકલીફ થઇ નહીં.

૧૦ મી તારીખ શનીવાર સવારમાં નમાઝ બાદ મૌલાના મસ્જીદે મશઅરૂલ હરામમાં પધાર્યા, ત્યાં મિનારાના સામને ઉભા રહીને દોઆ કીધી અને કાંકરા વીણી પાછા અરફાતપર આવ્યા. કારણ આજે આમ ઇસ્લામનો હજનો દીવસ હતો ઝોહર અને અસરની નમાઝ તંબુમાં થઇ અને મગરીબ પહેલા મીના ગયા. ત્યાં અમોએ જમરતુલ અકબાને કાંકરા માર્યા અને માથાના બાલ બોડાવી દીધા અને રાત્રે મીનામાંજ આરામ કર્યું.

૧૧ મી તારીખ રવીવારે સવારમાં નાસ્તો કરી અમે કુરબાની કરવા વાસ્તે મીનાના બહાર નક્કી કરેલી જગ્યા મઝબહમાં ગયા. સરકારેઆલીએ ઉંટ, ગાય અને બકરાઓની કુરબાની કરાવી. ત્યાર બાદ સરકારેઆલી માઝુન સાહેબ સાથે મક્કા પધારી ગયા હતા; ત્યાં તવાફુલ ઇફાઝા દઇ સફા મર્વાની સાઅય કરાવી, પછી સૈફી મહેલમાં ગયા અને અહેરામના કપડા ઉતારીને તવાફુન્નીસા અદા ફરમાવી હુઝુરેઆલી પાછા મીના પધારા, અમો સરવેએ તેમ તમામ મુમીનીનએ તવાફુલ ઇફાઝાના સીલા અને હદીયતુસસલામ સાથે આપને ઇદની મુબારકબાદી અર્ઝ કરી હતી.

તા૦ ૧૨ મી સોમવારે અમારો કાફલો મક્કા પહોંચ્યો. તવાફુલ ઇફાઝા દઇ, સફા મર્વાની સાઅય કરી, એહરામ ઉતારી, તવાફુન્નીસા અદા કરી અમે પાછા મીના આવ્યા, અને ત્રણ જમરાને કાંકરા મારવાના અરકાન અદા કીધા. આ રાત્રે વરસાદ થયો હતો અને મિસરના હાજીઓના અમીર હુઝુરેઆલીની મુલાકાત માટે આવેલા હતા. મુલાકાત બાદ આપે જમરાને કાંકરા માર્યા.

તા૦ ૧૩ મી મંગળવારે નમાઝ અને નાસ્તા બાદ હુઝુરેઆલીએ દુમ્બાઓની કુરબાની કરાવી અને મક્કા તરફ વિદા થયા. રસ્તામાં વાદીએ મોહસબની મસ્જીદમાં આપે દોઆ કીધી અમો સર્વે પણ મીનાથી રવાના થયા અને હુઝુરેઆલીના હુકમ મુજબ મોહસબની મસ્જીદમાં દોઆ કરી મક્કા મુકર્રમા માં દાખલ થયા. આમ તા૦ ૮ મી ઝીલ્હજ યવમુત્તરવીયહથી તા૦ ૧૩ મી ઝીલ્હજ સુધી હજના અરકાન અદા કરી અમોએ દારૈનની જીત મેળવી. બફઝલેખુદા આ વરસે અરફાના દિવસે જુમ્આ હતી એટલે અમારા સવાબ અને ફઝલમાં હજી વધારો થયો.

## ૬

## મક્કામાં એક પખવાડીયું.

તાઃ ૧૪ અને ૧૫મી ઝીલ્હજ બુધવાર અને ગુરૂવાર મક્કામાં નિયમીત તવાફ અને ઇબાદતમાં મસરૂફ રહ્યા. તાઃ ૧૬મી જુમ્આએ રાતે જમાને હુઝુરેઆલી રાજા ઇબ્ને સઉદની મુલાકાતે પધાર્યા. વઝીર મોટર સુધી આપને લેવા આવ્યા હતા જ્યારે મકાનના હોલના દરવાજાપર ખુદ રાજા આવકાર આપવાને ઉભેલા હતા. ઇબ્ને સઉદ અને હુઝુરે એકજ બેઠકપર બેઠક લીધી લગભગ ૪૦ મિનીટ સુધી આ મુલાકાત રહી હતી જે દરમિયાન બંને વચ્ચે ઘણીજ અગત્યની વાતો થઇ હતી. કાહવો શરબત વગેરે હુઝુરને આપવામાં આવ્યું હતું હુઝુરના સેક્રેટરી શેખુલ ફાઝીલ ઇબ્રાહીમ યમાની, શેખુલ



મવલાના મોઇઝ અ. સ. ની સ્થાપેલી જામએ અઝહરના મિનારા

અબ્દુલકાદર તય્યા, મુલ્લા ફઝલેહુસેન ખુમસી ખીદમતમાં હાજર હતા. મુલાકાત પુરી થતાં રાજા દરવાજા સુધી વળાવવા આવેલા હતા. અને વઝીર મોટર સુધી આવ્યા હતા. તા૦ ૧૭ મી શનીવારે રાજેના મુખ્ય કાર્યક્રમ રહયાં હતો.

તા૦ ૧૮ મી રવીવારે ઇદેગદીર હતી. સૈફી મહેલની વિશાળ અગાસી ઉપર મિસાકના તજદીદની મજલીસ થઈ હતી. ઝોહરની નમાઝ હુઝુરેઆલીએ બૈતુલ્લાહમાં પઢી હતી અને અગાસીમાં શેખુલ ફાઝીલ મીયાસાહેબ અબ્દુલકાદર તય્યાએ મુમીનીનને નમાઝ પઢાવી હતી. રાત્રે ફાખેરા જમણ થયું હતું.

તેજ દિવસની રાતે હુઝુરેઆલીએ મક્કાના આગેવાનોને ચાહપાર્ટી આપી હતી. આખા મહેલને રોશનાઇ તથા વાવટાઓથી આરાસ્તા કરવામાં આવ્યો હતો. દરવાજાપર અહેલે હોકાર અરબ આગેવાનોને આવકાર આપવાને ઉભેલા હતા તથા શામીયાનામાં હુઝુરેઆલીના શાહઝાદાઓ આવકાર આપતા હતા. પાર્ટીમાં હુઝુરનો બનાવેલો કસીદએ બિલ્લા અલીક પઢાયો હતો, તેમજ એક નામીના શાહરે તરહેવાર કસીદા પઢયા હતા આ પાર્ટીમાં રાજ્યના બધા અમલદારો ઉપરાંત મીસર, શામ, ઇરાકનાં આગેવાનો. ઓધ્ધેદારો, ફલસ્તીનના મુફતી સાહેબ તથા યમનનાં રાજાના દીકરા સૈફુલ ઇસલામ વગેરે પણ હતા.

તા૦ ૧૯, ૨૦, ૨૧, ૨૨ ઝીલ્હજ સોમ, મંગળ, બુધ અને ગુરૂવારે હંમેશાની રીતે કામ કાજ રહ્યું હતું. રોઝ દુન્યાનાં જુદા જુદા ઇસલામી ઉલેમાઓથી હુઝુરેઆલીની મુલાકાત થતી હતી. અમોએ જન્નતુલ મોઅલ્લામાં જઇ રસુલુલ્લાહના આબા તાહેરીનપર સલામ પઢયો હતો. મક્કામાં જોવા લાયક પહાડો જબલે અબી કુબેસ, જબલે નુર વગેરે છે. ત્યાં અમે જઈ શાહેરનો નઝઆરો કર્યો હતો. મક્કામાં એક નવી હોસ્પીટલ બંધાય છે તેમાં સરકારેઆલીએ એક બ્લોક બાંધવાનું ઠરાવી તેનો પાયો માઝુનસાહેબના હાથે નખાવ્યો હતો. દારૂલ યતામા, જમીયતે ઇસઆફ તેમજ વિમાન ખાતાને પણ સરકારેઆલીએ મદદ ફરમાવી હતી.

તા૦ ૨૩ મી ઝીલ્હજ જુમ્આએ અમારા કાફલાએ કઅબતુલ્લાહમાં દાખલી કરી હતી. કઅબાના બહારના પડદા દર વરસે બદલાય છે પણ અંદરના વારંવાર બદલાતા નથી. અંદરના પડદા છેલ્લા ૭૦ વરસથી બદલાયા ન્હોતા તે સરકારેઆલીએ બનારસનાં કારીગરો હસ્તક વનાવી હઝારોના ખરચે બનાવી ચઢાવેલા છે; આ પડદા લાલ અને સફેદ રેશમના હોઇ તેમાં કઅબાને લગતી કુરઆની આયાતો તથા અલ્લાહો જલ્લજલ્લાલહૂનું નામ લખેલું છે. કઅબાના અંદર વચ્ચોવચ એક

લાલ પત્થર છે જેની ઉપર અમીરૂલ મુમીનીન અલી (અ. સ.) નું જનમ થયું હતું. અમોએ આ મુબારક જગાને બોસા દઈ, બે રકઅત નમાઝ પડી હતી અને સવાબ હાસીલ કીધું હતું.

તા૦ ૨૪ મી શનીવારે બપોરની નમાઝ અદા કરી કાફલા સહિત વદાના તવાફ દઈ હુઝુરેઆલી અસરના વખતે મકકાથી મદીના જવા ઉપડી ગયા હતા. રાત્રે સરકારી કાફલો જીદ્દા પહોંચ્યો હતો અને ત્યાંથી બીજે દીવસે સવારે ઉપડી સાંજે મસતુરા ગામમાં મંઝીલ કીધી હતી બીજે દીવસે ઝોહરની નમાઝ રસ્તામાં પઢી અસરની નમાઝ મસજીદે રવહામાં અદા કીધી હતી કે જેની પાસેજ બીરૂલ અલમ છે. જ્યાં અલીએ આલાએ મોજેઝો બતાવ્યો હતો. મસજીદથી થોડ દુર ઈરિકુઝ ઝુબઅત નામની બીજી મસજીદ છે મોલાનાએ ત્યાં દોઆ કીધી ત્યાંથી બીરેદુરવેશ પાસે પહોંચતા મદીનાના આગેવાનોએ આપનો સત્કાર કર્યો. મગરીબની નમાઝ આપે મસજીદે શજરામાં અદા કીધી ત્યાં મઅર્રસ પાસે આપે દોઆ કીધી અને છેક રાતે મદીનામાં પહોંચ્યા [તા૦ ૨૭] મી રાતે હુઝુરેઆલાના મદીના પધારી જવા બાદ અમો રવી, સોમ, મંગળ અને બુધવાર ચાર દિવસ મકકામાં મુકામ રહ્યા. તા૦ ૨૯ મી જુમેરાતે સવારે વદાના તવાફ દઈ ૯ વાજે અમો મકકાથી નીકળી ૧૨ વાજે જીદ્દા પહોંચ્યા જમી. નમાઝ પઢી ત્રણ વાજે ફરી મોટરમાં બેસી, રસ્તામાં રાત્રે સુઈ રહ્યા અને જુમ્મા તથા શનીવાર હીજરી સન ૧૩૫૬ ની પહેલી રાત અને પહેલી તારીખ રસ્તામાં ગુઝારી મોહર્રમ ૧૩૫૬ ની બીજી તારીખ સવારમાં મદીનતુર-રસુલમાં દાખલ થયા. મકકાથી મદીના સુધીનું મોટર ભાડું માણસ દીઠ રાજ્યના ટેક્ષ સાથે રૂા૦ ૧૮૦ થાય છે.

## ૭

## આશરએ અઝા મદીનામાં

અમે કહી ગયા છે કે તા૦ ૨૭ મી રોજે રાતે હુઝુરેઆલી મદીના મુનવ્વરા પહોંચ્યા હતા આપે મરહુમ શેઠ ગુલામહુસેન આદમજી કોલંબોવાલા ના વકફ કરેલા મકાનમાં ઉતારો લીધો હતો. ગુસલ ફરમાવી આપ રોઝએ મુબારકની તરફ પધાર્યા મુમીનોના સરદારે પોતાની તરફથી અને તમામ મુમીનીનની તરફથી સલામ પઢી મસજીદે નબવીમા ઇશાની નમાઝ અદા ફરમાવી બીજે દીવસે તા૦ ૨૮ મી જન્નતુલ બકીમાં ઝીયારત વાસ્તે પધારા અને મદીના પાણ કીધું.

તા૦ ૨૯ મી મદીનાના અમીરે આપને ઝીયાફત આપી હતી. તેજ રાત્રે

આપે હરમે અનવરમાં દાખિલા ફરમાવી હતી. હિજરી સન ૧૩૫૬ ની પહેલી રાત્રે હોટલ મદીનાની આગાસી ઉપર જ્યાં મુમીનીનનો ઉતારો ફૈઝે હુસેની તરફથી કરવામાં આવ્યો હતો. આપે શહેરના અમલદારો અને આગેવાનોને ઝીયાફત આપી હતી.

તા૦ ૧ લી મોહરમની સવારે દઅવતની નહેજ મુજબ ખુશીની મજલીસ થઇ હતી. મદીનામાં હુઝુરેઆલી જેટલા દીવસ રહ્યા તેટલા દીવસ પાંચે વકત મસજીદે નબવીમાં નમાઝ પઢતા હતા. ઇશાની વખતે ઝાહેર ઇમામત થતી હતી દરરોજ સવારે આપ જન્નતુલ બકીઆમાં ઝીયારત વાસ્તે જતા હતા. શહેરની બીજી મસજીદો અને જોવા લાયક જગ્યાઓ પણ આપે જોઇ હતી.

મદીનામાં રીયાસત તરફથી અશરાની વાઅઝ તથા ગમે હુસેન કરવાની મનાઇ હોવા છતાં મૌલાનાંએ આકા હુસેનઅ.સ. ના વસીલાથી એક કરિશમો કહી શકાય તેવી રીતે તા૦ ૨ જી મોહર્રમથી તા૦ ૯મી રવીવારથી રવીવાર સુધી દરરોજ સવારે ૯ થી ૧૨૫ાા વાગ્યા સુધી ગમે હુસેનની મજલીસ કરી હતી. જેમાં તરેહ તરેહના નુકતો બયાન ફરમાવતા હતા. દરરોજ મુમીનીનને નીયાઝે હુસેનનું જમણ ફૈઝે હુસેની તરફથી જમાડવામાં આવતું હતું.

તા૦ ૧૦ મી મોહર્રમ સોમવાર આશુરાના દીવસે તમામ મુમીનીનએ લાઘન કર્યું હતું. સવારે વાઅઝના બાદ મૌલાનાએ ઝોહર અને અસરની નમાઝ મસજીદે નબવીમાં અદા કીધી હતી. જયારે ઉતારાનાં મકાનમાં મીયાસાહેબ અબદુલકાદર તપયાએ ઇમામતથી નમાઝ પઢાવી હતી. બપોરે શહાદતે શબ્બીર બયાન ફરમાવીને આપ હુસેન (અ. સ.) ના નાના રસુલના કબ્રેપાક પર દોઆ વાસ્તે પધારી ગયા હતા.

તા૦ ૮ મી મોહર્રમના રોજે બાગેઅવાલીમાં આપે ખજુરી તનાવુલ ફરમાવી હતી અને અલી ઝૈનુલ આબેદીન (સ. અ.) ની જગામાં બે રકઅત નમાઝ પઢી હતી. આશુરાની રાત્ર મસજીદે નબવીમાં આપે ઝીંદા કરી મુમીનીનને બક્ષાવ્યા હતા.

તા૦ ૧૧ મી આપે હંમેશાની રીતે પસાર કરી ૧૨ મી તારીખ બુધવારે ઝોહર અને અસર પઢી વદાના સલામોના બાદ સરકારેઆલી કાફલા સાથે મક્કા જવાને ઉપડી ગયા હતા.

મદીના શહેર રબીઆમનું હોઇ આબોહવા ઘણી સારી છે. વસ્તી અને

વેપાર હવે ઘટી ગયા હોય હજની મોસમમાંજ આવક રહે છે. શહેરના બહાર વાડીઓ અને મસજીદો આવેલી છે. શહેરના બન્ને તરફ નીચે મુજબ સાત ખાસ મસ્જીદો છે.

૧ કુબ્બએ બનાતુન્નજાર. ૨ મસજીદે કુબા. ૩ મસજીદે સુકયા-બીર ખાતીમ. ૪ મસજીદે ફદીખ. ૫ મસજીદે ઇબ્રાહીમ. ૬ મસજીદે સબ્ક. ૭ મસજીદે ફતહ.

આ સાત મસજીદ અને કોરાને યુસુફ તથા હમઝા (અ. સ.) ની તેમ બદર અને ઓહદના શહીદોની ઝીયારત કરી, તેમજ રસુલેપાકની ઝરીને બોસો દીધા, જન્નતુલબકીમાં સલામ પઢો, તેમજ હકના કુતુબમાં જે દોઆઓ અને નમાઝો આવી છે તે અદા કરી એટલે એક મદીનું થયું એમ કહેવાય છે. આવી રીતે અમોએ ચારવાર મદીના કર્યું હતું.

શહેરના એક તરફ કોટ પાસે જન્નતુલ બકી નામનું કબ્રસ્તાન છે. જેમાં નીચે મુજબ પાક જીસ્મો પેવંદે ઝમીં છે.

એક ડાયરામાં ૧. બીબી આંકુયા ફાતેમતુલ બતુલ, ૨. આપના લખ્તે જીગેર હસન (અ. સ.) ૩. મૌલાના અલી ઝેનુલ આબેદીન, ૪. મૌલાના મહમદ બાકીર, ૫. મૌલાના જઅફરૂસ્સાદીક, ૬. રસુલુલ્લાહના કાકાજી અબ્બાસ બીન અબદુલમુત્તલીબ (સ. અ.) દફન છે.

બીજા ઓટલાપર રસુલુલ્લાહની શાહઝાદીઓ, ૧. રૂકૈયા, ૨. ઉમ્મે કુલસુમ અને ૩. ઝેનબ દફન છે અને તેના પાસેજ રસુલુલ્લાહના અઝવાજ (બૈરો) ની કબરો છે.

ત્રીજા ઓટલાપર મુશકીલકુશા અલી (અ. સ.) ના વાલેદા ફાતેમા બીન્તે અસદ, અકીલ બીન અબીતાલીબ, અબદુલ્લાહ બીન જઅફરૂત્તૈયાર, તેનાથી થોડે દૂર ઉસમાન બીન મઝઉન, ઇબ્રાહીમ બીન રસુલુલ્લાહ સુતેલાં છે. રસુલે ખુદાની દાયા હલીમાં સઅદીયાની પણ કબ્ર છે. બકીના બહાર રસુલુલ્લાહની ફુઇ સાહેબાઓ આરામ ફરમાવે છે અને સામે મૌલાના ઇસમાઇલ બીન જઅફરૂસ્સાદીક (અ. સ.) ના રોઝા છે. શહેરના એક છેડે નબી સાહેબના બાવાજી મૌલાના અબદુલ્લાહ બીન મૌલાના અબદુલમુત્તલીબના કુબ્બા મુબારક છે.



કાહેરા મિસરનો એક સાંકડો સુશોભીત રસ્તો.

.28 c

76 f

78 f

108 k

144 t

164 c

193 f

193 l

અઇમ્મત તાહેરીનના સમયનું મિસરનું ચલણી નાણું.



અઇમ્મત તાહેરીનની દરબારી મોહરના નમુના.

આ કબ્રોપર સલામ પઢવા દે છે. બૈરાઓને અંદર આવવા નથી દેતા. ફાટના બહારથી સલામ પઢવા દે છે મૌલાના ઈસમાઈલના રોઝાપર તાળા વાસેલા છે. અંદર જવાતું નથી ફકત બહારથી સલામ પઢવા દે છે.

શહેરના વચ્ચો વચ્ચ મસજીદે નબવી છે. જે ઘણી શાનદાર હોઇ ટર્કી બાદશાહોએ લાખો રૂપીયા તેની ઉપર ખરચ કીધા છે. મસજીદના એક ખુણામાં રોઝએ અતહર છે. જેમાં નબીયુલ્લાહ આરામ ફરમાવે છે. મસજીદના પાસેજ અલીએ આલાનું મકાન છે જ્યાં ફાતેમા (અ સ.) રહેતા હતા. મકાનમાં આટાનો ઘંટી તથા બીજી કેટલીક યાદગારો મુકેલી છે જેના જોવાથી બેસાખતા આંખમાંથી આંસુ સરી પડે છે.

મસજીદમાં રસુલુલ્લાહના મીમ્બર છે તેના અને કબ્રના દરમીયાન જે જગા છે તેને રસુલેખુદાએ જન્નતના કયારા તરીકે ઓળખાવેલી છે. મસજીદના જુદા જુદા થાંભળાઓ પાસે નમાઝ પઢવાની હોય છે; જેને બલાગ કહે છે.

મદીના શહેરથી થોડે દુર શામની રેલ્વેનું સ્ટેશન નજરે પડે છે. બીજી તરફ ઓહદના પહાડ છે, જેના દામનમાં સૈયદુશશોહોદા હમઝા [અ.] ની કબ્ર છે તેના પાસેજ ઓહદના શહીદો મદફુન છે. કુબ્બા તથા મસજીદ ભાંગી નાંખેલા હોઈ હમેશા પોલીસ મોજુદ રહે છે જે કબ્રને ચુમવા નથી દેતા. કુબ્બાના પાસે મસજીદ પણ હતી તે પણ કુબ્બા સાથે ભાંગી નાખેલી છે. નહેર ઝુબેદા થોડા છેટા ઉપરથી પસાર થયેલી છે તેનું પાણી ઘણું સ્વાદીષ્ટ હોઇ ન્હાવા ધોવાની સારી સગવડ મળે છે.

તા૦ ૧૪ મી મોહર્રમ શુક્રવારે ઝોહોરની નમાઝ બાદ અમો મદીનાથી વિદા થયા, રસ્તામાં ચાર માઇલ પર મસજીદે શજરામાં એહરામ બાંધ્યા અને તા૦ ૧૫મી બપોરે બાર વાગે રાબગ પહોંચ્યા, નદીમાં પુર આવેલું હોવાથી સરકારેઆલીનો કાફેલો અહીં ત્રણ રાત રોકાઇ ગયો હતો.

૮

## મક્કામાં એક અઠવાડીયું.

હુઝુરેઆલી [ખ. સુ.] મદીનાથી તા૦ ૧૨ મી બપોરના ઉપડેલા બીરે હીસાન મંઝીલમાં આવ્યા હતા. અહીંથી બદરના પહાડો દેખાય છે. આપે ખુઝુઅ અને ખુશુઅના સાથે ઉભા રહી અહીંથી બદરના શહીદોપર સલામ પઢેલો ત્યાંથી ઉપડી રાબગ મગરીબ અગાઉ પોંહચી ગયા હતા. જ્યાં ધોધમાર વરસાદથી

નદીમાં પૂર આવ્યું હતું, તેને ઓળંગીને સામે પાર જવું અશક્ય હતું એટલે ગામડાના અરબોના ત્યાં ઉતારો લીધો. રાબગમાં બાદ બારાકની ચીજો મળવાના ફાંફાં હતા આથી તા૦ ૧૩ મીએ તરાપા પર માણસો મેલી પાર મોકલી આપે અનાજ મંગાવ્યુ અને મુમીનીનને જમાડયા. તા૦ ૧૪ મીએ પુર ઉતર્યું નદીનું એટલે તા૦ ૧૫ ના રોજ આપે તરાપા બંધાવી સર્વેને પેલીપાર મોકલાવ્યા. સૌથી છેલ્લે આપ પધાર્યા. નદી ઉતરીને આપ જાહેરા બાંદવા સાથેના બોમીઓને તેમજ ગામવાળાઓને આપે પુછાવ્યું કે "અહીં કોઇ ગદીરે-ખુમ નામનું સ્થાન છે?" ગામવાળાએ અર્ઝ કીધી કે "એવું નામ કોઇ અમે જાણતા નથી અલબત્તા અહીંથી થોડે દૂર કસરે અબયદ (સફેદ મહેલ) નામની જગા છે જેને કોઈ વાદીએ ગીઝા પણ કહે છે" આ જવાબ સાંભળીને આપે મોટર કસરે અબયદ તરફ વાળી અને ટેકડી સુધી મોટરમાં ગયા, પછી ત્યાંથી ચાલતા ચાલતા ટેકડી ચઢી, ઉતરીને એક કાંટા ભરેલા મેદાનમાં ઉતર્યા. આ મેદાન ઘણું મોટું છે અને ગદીરમાં રસુલુલ્લાહને કાંટાઓ સાફ કરાવવા પડેલા તેની નિશાની રૂપ છે. દૂર જંગલમાં એક ભાંગેલી મસજીદ હતી, આપ ત્યાં પહોંચ્યા મસજીદમાં તહીય્યતની બે રકઅત નમાઝ પઢી અને ગદીરની દોઆ રિક્કત સાથે પઢીને અસરની ઇમામત કરાવી અને તમામ સાથીદારોપર તે બાદ બેઅત તજદીદ કરી ઇદેગદીરની યાદ મનાવી રસુલુલ્લાહ અને અલીયુલ મુર્તઝાને ખુશ કીધા. કસરે અબયદ અથવા ગદીરે ખુમથી આપ રાબગ પધાર્યા અને બાગ સરવે હાજેરીનને ત્યાં જઇ આવી શરફ લેવાનું ફરમાવ્યું. તે મુજબ જે કાફલો ત્યાં ગયો તેઓનો મીસાક શેખુલ ફાઝીલ અબદુલકાદર તપીઆએ લીધો.

તા૦ ૧૬ મી રવીવારે બપોરે હુઝુરેઆલી સુખરૂપ જીદ્દા પહોંચ્યા, અહીંથી તરતજ મક્કા જવાનો ઇરાદો હતા પણ એટલામાં સય્યદી ઇબ્રાહીમ ભાઇસાહેબ ઝેનુદ્દીન સાહેબના ઘેરો ઝુબેદા બાઇસાહેબા ઇન્તેકાલ કરી ગયા. આપના જનાઝા-પર સરકારે નમાઝ પઢાવી અને મોલાતેના માહવ્વાના મકબરામાં ખાસ જગા લઇ તેમણે દફન કીધા. મગરીબની નમાઝ દરીયા કીનારાપર ઇમામત સાથે થઇ.

તા૦ ૧૭મી સોમવારે અમારો કાફલો જીદ્દા પહોંચ્યો અહીંથી જમા પરવારી ઝોહેરની નમાઝ બાદ સરકારેઆલી સાથે અમે પણ મક્કા રવાના થયા. મગરીબે મક્કા મોઅઝઝમામાં દાખલ થઇ, ગુસલ કરી તવાફ દઇ, સફા મર્વાની સાઅયે કીધી અને તે બાદ ઉમરાનો એહરામ ઉતારી દીધો.

તા૦ ૧૮ મી મંગળવારે મગરીબની નમાઝ બાદ હુઝુરેઆલી તવાફ દેતા હતા તે વેળા માસાહેબા અમતુલ્લાહ આઇની તબીયત લથડી જવાની ખબર આપને

મળી. ઈશાના વખત માસાહેબનું રૂહ આસમાનની તરફ પરવાઝ થયું. ગુસલો કફનના બાદ જનાઝાને બૈતુલ્લાહમાં લાવવામાં આવ્યા. ઈશાની નમાઝ આપે ઈમામતથી પડાવી અને તે બાદ કાબાના દ્વાર પર મૈયતની નમાઝ થઈ અને રાતે ૧૨ વાગે જન્નતુલ મોઅલ્લામાં આપણી કોમની મખસૂસ જગ્યામાં માસાહેબાને દફન ફરમાવ્યા.

તા૦ ૧૯ અને ૨૦ મી બુધ અને ગુરૂવારે ફાતેહાના જમણો થયા. રસમના મુજબ ઇબાદત ચાલુજ હતી. તા૦ ૨૧ મી જુમ્આએ આપ જબલે અબી કુબૈસપર પધાર્યા અને ત્યાં મગરીબ તથા ઈશાની નમાઝ ઇમામત સાથે પડાવી. એજ રાતે સઉદી સરકારના વઝીરે માલીયાહ અબ્દુલ્લાહ સુલેમાન હુઝુરેઆલીને મળવા આવેલા હતા.

તા૦ ૨૨ મી શનીવારે હુઝુરેઆલીની રજા લઈ અમારો કાફલો જીદ્દા ગયો. તા૦ ૨૨, ૨૩ અને ૨૪ ત્રણ દીવસ અમે જીદ્દામાં મુકામ રહ્યાં. અહિ મક્કામાં તા૦ ૨૩ મી રોજ રાતે હુઝુર કાબામાં દાખલી વાસ્તે પધાર્યા. બિલાલે હબશી (ર. અ.) ની જગાપર આપે નમાઝ પડી જે વખતે આપના જમણી તરફ રૂકને યમાની હતા અને ડાબી તરફ રૂકને શામી હતા. અહીં દોઆ કરીને આપ અગાસી (મીઝાબ) પર પધાર્યા અને જન્નતુલ મોઅલ્લાની તરફ નજર ફરમાવી.

પાછલી રાતમાં સફાઅના વખતે આપે વદાઅનો તવાફ કરી મક્કાને સલામ કર્યો અને જીદ્દા રવાના થયા. રસ્તામાં ફજરની નમાઝ અદા ફરમાવી. સુરજ તુલુઅ થયા બાદ દસ વાગે આપ જીદ્દામાં દાખલ થયા. હિન્દ જનારા મુમીનીનને આપે વદાઅ કર્યા. બપોરનું જમણ જમી, નમાઝ પડી માસરી જાહાઝ 'ઝમઝમ' માં બેસાડ્યા અને અમે સર્વ સવાર થયા. જીદ્દાથી સુએઝની ટીકીટ માણસ દીઠ ત્રીજા વર્ગના રૂ૦ ૬૦ અને બીજા વર્ગના રૂ૦ ૧૨૦ બેસે છે. આમ અમોએ અમારી યાદગાર સફરનો પહેલો ભાગ હિજાઝનો તમામ કીધો.

---

# મનાઝેરે નેઅમત.

ભાગ બીજું

## મિસર.



૧

### મિસરના માર્ગે.

ઝમઝમ સ્ટીમર સર્વાંગ સુંદર હતી. તા: ૨૫મી મોહર્રમ ૧૩૫૬ મંગળવાર તેમાં પસાર થયા. જમન અને નમાઝ વગેરે રાબેતા મુજબ સરકારે-આલીની સરપરસ્તીમાં રહેતા. તા: ૨૬મી સ્ટીમર તુર પહોંચી, અહીં દરેક દરેક હાજી માટે ઇજીપ્તની સરકાર તરફથી કોરેન્ટાઇન હોય છે. તેમાં બ્લોક નંબર એકમાં અમે તથા બીજા મુમીનીનનો ઉતારો હતો. સરકારેઆલી બ્લોક નંબર દસમાં ઉતરેલા હતા. જ્યાં હમેશા મિસરી હાજીયોના અમીર ઉતરે છે. એવે વખત જમન હુઝુરેઆલા તરફથી મળતુ હતું.

તા: ૨૭મીએ બાબજી સાહેબનો ઉર્સ હતો. તે માટે મુમીનીનયે ઉઘરાણું કરી હઝરતઆલાઆમાં અરજ કીધુ. અને તે ઉઘરાણામાંથી નીયાઝનુ જમન થયુ. તા: ૨૮માએ રાબેતા મુજબ કાર્યક્રમ રહયો તા: ૨૯મા શનીવારે સવારે ૧૦ વાગે પાછાં ઝમઝમમાં બેઠા અને તા: ૩૦માં રવીવારે સવારમાં ૬ વાગે સુએઝ પહોંચ્યા.

સુએઝ બંદરપર હુઝુરઆલાનું સ્વાગત કરવા માટે બ્રીટીશ એમ્બેસીડર સર માઇલ્સ લેમ્પ્સુન આવેલા હતા. તેમજ શહેરમાં વસનારાઓએ ઠાઠમાઠથી સ્વાગત કર્યું હતુ. મિસરી હોટલમાં આપ ઉતરા હતા. બાઇ સાહિબા શાહઝાદી મરયમબાઇ સાહેબાને આપે અહીંથી તરતજ મિસર રવાના ફરમાવ્યા. અમારો કાફલો પણ ૧૦ વાગેની ટ્રેનથી મિસર રવાના થયો. સુએઝથી કાહેરા મિસરની ટિકીટ માઇલ્સ દીઠ ૩૦ ખા છે.

હુઝુરેઆલી સુએઝમાં એક દીવસ રહ્યાં હતા. અનજુમને ઇસ્લામ અને બીજી સંસ્થાઓએ ત્યાં આપને ભારે આવકાર આપ્યો હતો તા૦ ૧ લી સફરના રોજે બપોરે ખાસ ટ્રેનથી આપ મીસર આવવાને ઉપડ્યા હતા.

૨

## કાહેરા–મિસર

અમારો કાફલો સુએઝથી ઉપડેલો કાહેરા મિસરમાં સાંજે ૬ વાગે પોંહચી ગયા. રાસુલહુસેન (અ. સ.) ના રોઝા મુબારકના સામેની કુલુબુલ અસરી હોટલમાં અમોએ ઉતારો લીધો હતો એજ રાત્રે બાઇસાહેબા મરયમ બાઇસાહેબાને હેલયો પોલીસ હોટલમાં દીકરીની વીલાદત થઇ હતી જેને મિસરની યાદગીરી તરીકે ઝોહરાઉલ કાહેરા નામથી નામઝદ કરવામાં આવ્યા હતા.

તા૦ ૧ લી સફર સોમવારે સવારે નાસ્તો લઇ અમોએ રાસુલ હુસેન (અ. સ.) (માથા મુબારક) ની ઝીયારત કરી લીધી હતી. સાંજે ચાર વાગે સરકારેઆલીના ઇસ્તીકબાલ માટે સ્ટેશને ગયા હતા. જે પ્રસંગે જામએ અઝહરના પ્રતિનીધીઓ, અનજુમને શુબ્બાનુલ મુસ્લેમીનના મેમ્બરો, જાણીતા શેખો, પ્રોફેસરો અને સંખ્યાબંધ પ્રજાજનો હાજર હતા. ટ્રેનમાંથી ઉતરીને આપે સૌથી મુસાફેહો કરી નવા મિસરમાં (હેલીઓપોલીસ) રોકેલા બંગલામાં પધારી ગયા હતા.

તા૦ ૨ જી સફર મંગળવારે અમારો કાફલો મોટરો ભાડે કરી નીચલા સ્થાનોએ ફરી આવ્યા હતા.

૧. મોહમદઅલી પાશાનો મહેલ. આ રાજમહેલ જોવા લાયક હોઇ મિસરી કલાનો સુંદર નમુનો છે.

૨. બીરે યુસુફ. યુસુફ નબી (અ. સ.) ને જે કુવામાં કેદ રાખવામાં આવેલા હતા તે ઇતિહાસ પ્રસીધ્ધ જગ્યા.

૩. જામએ રફાઇ: એક સુંદર મસજીદ છે જે હાલના મીસરના રાજા ફારૂકનાં પૂર્વજોએ બાંધેલી છે.

૪. જામએ સુલતાન હસન: મિસરના આગલા રાજકર્તાએ બંધાવેલી સુંદર મસજીદ.

૫. જનમએ નફીસા : વિખ્યાત શાહઝાદી જે આલે અહલે બૈતે રસુલમાંથી છે તેની કબ્ર મુબારક. આપ બીબીનું પૂરૂં નામ નીચે મુજબ છેઃ– સૈયદહ નફીસા બીન્તે હસન મુસન્નાહ બીન મોલાના હસન બીન અલી ઇબ્ને અબીતાલીબ.

૬. મોલાતેના ઝેનબ (મ્હોટા) બીન્તે અલીના રોઝએ મુબારક. કરબલામાં હુસેન (અ. સ.) ની મદદગાર બ્હેન.

૭. જનમએ હાકેમી : મોલાના હાકેમ બેઅમરીલ્લાહની મસજીદ. આ મસજીદ સલાહુદ્દીને તોડી પાડી હતી. હાલ મ્યુનિસીપાલીટી તેમાં લીલામનો માલ સંગ્રહી રાખે છે.

૮. રોઝએ માલેકુલ અશતર : આ રોઝા મરજ નામના સ્થાને આવેલા છે. માલીક બહાદુર સિપેહસાલાર અને અલીઆલાના સેનાપતી હતા ને મિસર આપને આમિલ કરીને મોકલાવ્યા હતા ત્યારે શહેરમાં પોહચવા પહેલાંજ બનુઉમય્યાના હસ્તકોએ ઝેરથી આપને શહીદ કરી દીધા. જેનથી આપના શહાદતની ખબર અલીએ આલાને પડી ગઇ છે. સઇયદી સાદીકઅલી સાહેબ એ બાબતમાં નીચે મુજબ લખે છે :—

મશહુર છે ખબર આ સુરજ નીમત છે અઝહર
શેરે ખુદાના ખાસા નકબા વો માલીક અશતર
રૂસ્તમ ના જેથા રૂસ્તમ યકતા થા વો ગઝંફર
બાઝુ થા વો વસીના હર જંગમાં મુઝફ્ફર
સીફ્ફીનમાં કરીથી નિત જેએ જાંફેશાની
હીંવાથી મોઆવિયાની કોન્તેની ધુલ ધાની
ભેજાથા મુર્તઝાએ માલાકને મિસ્ર ઉપર
રસ્તામાં ઝહેરથી એ મારા પડાથા સફદર
એહની ખબર મરાની બસ સાંભળીને હયદર
મિમ્બર ઉપર ચઢીને રોયા થઇને મુઝતર
મજલીસમાં વલવલાથી મુશકીલકુશા છે રોયા
આંસુના મોતીયોને પલકોમાં લઇ પરોયા.

૯. કબરે મુબારક સૈયદના વ મોલાના બદરૂલજમાલી :

૧૦. મીણુના પુતળાનું મ્યુઝીયમ : અહીં મીણની કારીગીરીનો અદ્‌ભુત દેખાવ છે.

ઉપલા સ્થાનોએ ફરી સાંજના હોટલમાં આવી આરામ લીધો હતો.

એજ દીવસે મિસરી બેંકના ડાયરેક્ટર મોહમ્મદ તલઅત હરબ પાશા તથા બીજા આગેવાનો સરકારેઆલીની મુલાકાતે આવેલા હતા. સામાન્ય રીતે મવલાનલમન્નાન ત. ઉ. શ. રોઝ રાસુલ હુસેન એટલે માથા મુબારક મો૰ હુસેન (અ. સ.) ની ઝીયારત ફરમાવતા હતા. તેમ ઝોહર અને અસર તથા મગરીબ અને ઇશાની નમાઝ મૌલાના મોઇઝ ઇમામ (અ. સ.) ની મસજીદ જામએ અઝહરમાં ઇમામતથી પઢાવતા હતા. મગરીબના વખત અવામની જુદી બે ઇમામત થતી હતી. અને ફજેરની ઇમામત જામએ અઝહરમાં મીયાસાહેબ અબ્દુલકાદર તપયા પઢાવતા હતા.

તા. ૩ જી સફર બુધવાર અમો મોટરમાં શહેર બહાર આવેલા પીરામીડ (જેને અરબીમાં અહેરામ કહે છે) જોવા ગયા હતા. જેના માટે માણસ દીઠ પાંચ પ્યાસ્ટર (સાડા બાર આના) ફી આપવી પડે છે. પિરામીડમાં ફીરઓની બાદશાહો, રાણીઓ અને રાજવંશી પુરૂષોની લાશો લાખો રૂપીયાના ધનમાં દટાએલી મોજુદ છે. કુરઆનમાં અનેક ઠેકાણે ફીરઓનનો ઉલ્લેખ થયેલો છે. ફીરઓન કોઇ એક રાજાનું નામ નથી, પણ બનુ ઇસરાઇલના ઝમાનામાં મિસરના જેટલા રાજાઓ થયા તે દરએકને ફીરઓન કહેવામાં આવતા હતા. આ રાજાઓમાં સૌથી વિખ્યાત ફીરઓન મુસા (અ. સ.) નો દુસ્મન હતો તે છે. તુતાન ખામેનના નામથી તે તવારીખમાં મશહુર છે. તેની કબ્ર શોધતા કંઇક ચમત્કારો ઇજીનીયરોને અનુભવવા પડયા હતા. પીરામીડ એક ખરેખરી કુદરતની જગા છે. અમે ત્યાં ખુબ ફરી ઉતારે આવ્યા હતા.

એજ દીવસે હુઝુરેઆલી શાહઝાદાઓ સહીત મીસરી બેંક જોવા પધારેલા હતા. જે મીસરની અનેક કારીગારીઓમાંની એક છે.

તા૰ ૪ થી ગુરૂવાર અમોએ બાગોમાં ફરીને ગાળ્યો હતો જ્યારે હુઝુરેઆલીએ પીરામીડ અને મ્યુઝીયમ જોયું હતું. મીસરી બાગનો વ્યવસ્થીત અને સુંદર હોઇ પુર્વ અને પશ્ચીમનો રંગ તેમાં ઓતપ્રોત છે.

તા૰ ૫ મી જુમ્આએ અમો નાસ્તો લઇ નીચલા સ્થાનોમાં ફરી આવ્યા હતા.

૧. કોટન મ્યુઝીયમ: રૂને લગતું પ્રદર્શન. આમાં રૂની પેદાશથી માંડીને તેનાથી બનતી દરેક ચીજ બતાવેલી છે. હીંદુસ્થાનમાં કે જ્યાં દર વરસે

કરોડો રૂપીયાનું રૂ પાકે છે ત્યાં આવું પ્રદર્શન હોય તો દેશને લાભકારક થઈ પડે.

૨. ફીશ ગાર્ડન : દરેક જાતની રંગબેરંગી મચ્છીઓ આ બગીચામ જોવા મળે છે. દાખલ થવાની ફી એક પ્યાસ્ટર (અઢી આના) છે.

૩. ઝુલોઝીકલ ગાર્ડન : પ્રાણી સંગ્રહાલય દરેક જાતના જાનવરો ઘણા મોટા પ્રમાણમાં મોજુદ છે. જોવાની ફી માથા દીઠ એક પ્યાસ્ટર છે.

૪. જન્નતુલ ફીરદોસ : ખરેખર સુંદર બગીચો છે કે જે નામ પ્રમાણે જન્નતુલ ફીરદોસ વ્યાજબી છે. પાણીનો હોઝ ઘણોજ સુંદર છે. દાખલ ફી એક પ્યાસ્ટર રાખેલી છે.

ઉપર મુજબ ફરીને અમે ઉતારે આવ્યા. આજ તારીખે હુઝુરેઆલી માલીકુલ ઉશતરની ઝીયારત માટે પધાર્યા હતા. જે મીસરથી ૯ માઇલ છેટે મરજ ગામમાં આવેલી છે.

તા૦ ૬ સફર શનીવારે અમો વિશ્વવિખ્યાત ઇજિપશીયન મ્યુઝીમ જોવા ગયા હતા. જેની દાખલ ફી ૧૦ પ્યાસ્ટર (રૂ. ૧।।=) છે. દરેક ચીજ ઘણી સલીકાથી મુંકલી છે. પીરામીડમાંથી લાવેલી લાશો (memy) તેમજ ફીરઓની ઝમાનાનું જવાહેરાત, અખ્મિમત તાહેરીનના ઝમાનાની વસ્તુઓ વગેરે ધ્યાન ખેંચે છે. અભ્યાસીઓ માટે આ મ્યુઝીયમ આશીર્વાદ સમાન છે. અમો તે જોઈ શહેરના બઝારોમાં ફરી ઉતારે આવ્યા હતા.

સરકારેઆલીએ આજે જન્નતુલ ફીરદોસ તથા મ્યુઝીયમ જોયું હતું.

તા૦ ૭મી સફર રવીવારે કાહેરાથી ૨૬ માઇલ દુર નાઇલ નદીના કીનારે આવેલા મુમ્મુલ બહાર નામના બગીચો જોવા ગયા હતા. અહીં રેલ્વે, બસ તેમજ સ્ટીમ લૉંચમાં પણ આવી શકાય છે. અમો ટેક્ષીમાં આવ્યા હતા. બગીચામા જુદા જુદા મોડેલો ઘણા સરસ છે તેમ બગીચો આકર્ષક હોઇ નાઇલ નદીના ઘેરાવાથી ત્યાંનો દેખાવ મનોહર છે. કુલુબુલ અસરી હોટલમાં હુઝુરઆલીનાં નવાસી ઝહેરાઉલ કાહેરાનું અફીકાનું જમણ હતું તેમા અમોને આમંત્રણ હતું અઝહર યુનીવર્સીટીના ચેન્સલર પણ આજે મોલાનાની મુલાકાતે આવેલા હતા. આવી મુલાકાતો માટે સરકારેઆલીએ હેલીયો પોલીસ પેલેસ હોટલમાં એક રૂમ રોકેલો હતો, જેથી મળવા આવનારાઓની સગવડ બહુ સારી રીતે સચવાતી હતી.

તા૦ ૮ મી સોમવારે સવારે અમે મિસર બેંક જોવા ગયા હતા. આ બેંકની ઇમારત શાહી મહેલાતો કરતાયે વધારે સુંદર અને દબદબા ભરેલી છે. દીવાલો ઉપર સોનાનું કામ કરેલું છે ફરશમાં સુંદર લીસી ટાઇલ જડેલી છે. બપોર બાદ જમીને ભાઈ સાહેબ સુશો ભાઇ સાહેબ (કપડવંજના માઝી આમીલ) તેમ ભાઈ લુકમાનજી અને આઝીઝ બાબુન્નસ્ર નામના દરવાઝા ઉપર ચઢ્યા હતા. મોલાના મોઇઝના ઝમાનમાં થયેલી ફતહની યાદ માટે આ દવાર ચણાવેલું છે. ત્યાંથી મોલાના હાકીમની મસજીદ પાસે ઝીચુલ કબીરૂલ હાકીમી નામની ઇમારતના મીનારાપર ચઢ્યા હતા. આ ઝીચ એટલે વેધશાળા હાકીમ (અ. સ.) એ બાંધાવી હતી અને તેના આ મીનારામાં બુખુર બાળવાથી સમસ્ત શહેરમાં તેની ખુશબો ફેલી જતી હતી. અહીંથી સૈયદના બદરૂજ જમાલીની ઝીયારત કરી બાબુસ સફા નામનો દરવાજો જોયો હતો અને પછી ઉતારે આવ્યા હતા. રાત્રે જમીને બઝારમાં લટાર મારવા ગયા હતા. મિસરી બઝારોમાં રાત્રે સુંદર રોશનાઇ થાય છે અને રંગબેરંગી પોશાકમાં સહેલાણીઓ તે જોવા નોકળી પડે છે.

તા૦ ૯ મી મંગળવાર અમોએ રેલ્વે મ્યુઝીયમની મુલાકાત લીધી હતી. જેમાં દુન્યા ભરની જુદી જુદી રેલ્વેના મૉડેલો મુકેલા છે. ત્યાંથી આસાર કદીમાનું અરબીક મ્યુઝીયમ જોવા ગયા જેમાં અરબ પ્રજાના સંસ્કૃતિના અવશેષો, પોશાકો, સિક્કાઓ અને બીજી ચીઝો મુકેલી છે. અઇમ્મત તાહેરીન (અ. સ.) ના ઝમાનાની પણ ચીઝો છે. ત્યાંથી વિખ્યાત કુતુબ-ખાના (લાયબ્રરી) માં ગયા હતા. જ્યાં જુનામાં જુની હાથે લખેલી કીતાબો કુર્આનો વગેરે મોજુદ છે. તેમ જુનાં સીક્કાઓમાં ઇમામોના વકતનાં પણ સીક્કા નજરે પડે છે.

આજ રોજે સાંજે મિસરી પાર્લામેંટના પ્રમુખ મહમદ બિસ્યુની હુઝુરે-આલીને મળવા આવેલા હતા.

## ૩

## ઇસકેંદ્રીયામાં બે દિવસ

તા૦ ૧૦ મી બુધવારે અમારા કાફલાના ૨૧ જણ તથા શેઠ હુસેનીભાઇ ઝુમખાવાલાના ત્રણ સાથી મળી ૨૪ જણા ઇસકેંદ્રીયા (અલેકઝાંડ્રા) જવાને તૈયાર થયા. ૨૪ માંથી ૧૬ વીમાન મારફતે જવાના હતા એટલે બાકી આઠ સવારની ૮॥ વાગ્યાની રેલગાડીથી રવાના થયા જે ૧૨ વાગે ઇસ્કેંદ્રીયા પહોંચ્યા. રેલ્વે

ટીકીટ માશુલ દીઠ રૂા૦ ૩॥ છે. જ્યારે વિમાનમાં ૧૧૦ પ્યાસ્ટર (રૂા૦ ૧૫) છે. અમો ૧૧ વાગે વિમાનમાં બેસી ૧૨ વાગે ઇસ્કંદ્રીયા પહોંચ્યા. રેલ્વે પણ ૧૨ વાગે આવી પહોંચી. બધાએ લોકંદે કમાલીયા નામની હોટલમાં ઉતારો લીધો. જમી, નમાઝ પડી ઘોડાગાડી કરી નીચલી જગ્યાએ ઝીયારત અને તફરીહ માટે ગયા.

૧. દાન્યાલ નબી અને લુકમાન હકીમની ઝીયારત. બેવેની કબરો સારી હાલતમાં છે. લુકમાન મશહુર ફીલસુફ છે. કુરઆનમાં આપના નામની એક આખી સુરત આવેલી છે જેમા તેમણે પોતાના ફરઝંદને કરેલી વસીયતનો ઉલ્લેખ છે.

૨. જાબિર બીન અબ્દુલ્લાહીલ અનસારીની ઝીયારત. એક મશહુર સહાબી છે. જેની ઉમ્ર ઘણી મોટી થઈ છે. રસુલુલ્લાહ (અ. સ.) એ જાબીર'ના હાથપર જ મૌલાના મોહમ્મદુલ બાકીર (સ. અ.) ને પોતાનો સલામ પોહચાવ્યો હતો. સૈયદી સાદીકઅલી સાહેબે પોતાની મશહુર નસીહતમાં એ બનાવ નીચે મુજબ નોંધ્યો છે.

એક દીન જાબીર થકી બોલા મુહમ્મદ મુસ્તફા
તે ઘડી ગોદીમાં થા પ્યારો હુસેને દીલરૂબા
આ હુસેની આલમાં ફરઝંદ એક થાસે અતા
તે હસે હમનામ મારા તું મીલીસ તેને બજા
જે ઘડી તું જઈ મલે પોહચાવજે મારો સલામ
કહીમને તે બોલશે કહેવાશે તે બાકીર ઇમામ

૩. અતારીયાના બઝારમાંની સૈયદના બદરૂજ જમાલીની મસજીદ.

૪. સીકંદર બાદશાહની મસજીદ અને રોઝો. જેના નામ ઉપરથી શહેરનું નામ પણ સીકંદરીયા પડેલું છે.

૫. નુઝહા : એક સુંદર મનોરમ્ય બગીચો.

૬. રમલા હત્તા : દરીયા કાંઠાનો સુશોભીત રસ્તો. મુંબઇની ચોપાટી, કે બેકબે કે બેંડ સ્ટેંન્ડ કે નવી ચોપાટીની તેની સામે કાંઇ વીસાત નથી.

ઉપર મુજબ જોઈ રાત્રે બઝાર તથા લાઇટ જોવા ગયા. જે દેખાવ હીંદુસ્તાન–મા કોઇ પણ ગામમાં થતી દીવાલીના દેખાવને પણ આંજી નાખે તેવો છે.

બીજે દી તા૦ ૧૧મી ગુરૂવારે નાસ્તો લઈ ઇસ્લામી હોસ્પીટલ (મુસ્તશફા) જોઇ: જે ઘણી વિશાળ અને સુખસગવડ ભરેલી છે સફાઇ સુથરાઈ અને ડીઝાઇનમાં અજોડ છે ત્યાર બાદ રેલ્વેથી જનારા ૧૬ જણાને મિસર વિદા કીધા અને અમો આઠ જણા બપોરે નીચલી ચીઝો જોઇ આવ્યા :—

૧. રાસેતીનનો મહેલ: દરીયા કનારા ઉપર હોઇ જોવા લાયક છે. ૨. અબુલઅબ્બાસની મસજીદ તથા મકબરો. ત્યારબાદ બે વાજે વિમાનમાં બેસી મિસર ગયા. મિસરમાં એરોડરમ જોયું ને દિવસ પુરો થયો.

અહીં મિસરમાં હુઝુરેઆલી તા૦ ૧૦ મી એ અલકનાતુલ ખૈરીયહ નામના બગીચામાં ફરવા પધારેલા હતા. અને અહમદઅલી પાશાએ જાતે હાઝર થઇને આપને ઝીયાફતનું ઈઝન અર્ઝ કર્યું હતું. તા૦ ૧૧ માએ બેદીવીયા લાયબ્રરીના સેક્રેટરી મનસુર ફહેમી, ઇરાકના કોન્સલ તેમજ મક્કાના માજી અમીર મળવા આવેલા હતા.

## ૫
## પાંચ દિવસ

તા૦ ૧૨ મી સફર શુકરવારે કાહિરાના જુદા જુદા બઝારોમાં ફરી વળ્યા અને હુઝુરેઆલીની બેઠકવાલી હોટલ પેલેસ જોઇ આવ્યા. તા૦ ૧૩ મી નીચલી જગ્યાઓમાં જઈ આવ્યા :

૧. જામએ અતીક: આ મસજીદ ઉમર બીન આસે બનાવી છે તે ઘણી મોટી અને સુંદર છે. ઇમામ મોલાના મોઇઝ (અ. સ.) એ તેમાં ખુત્બો ફરમાવ્યો હતો.

૨. મોલાના મહંમદ બીન અબીબકરની ઝીયારત: આપને મોહમ્મદ સગીર પણ કહે છે. અમીરૂલ મુમીનીન અલી (અ. સ.) ના મશહૂર શીઆ અને હુજ્જત હતા. મિસરની અમાલત આપે કરી હતી. નહજુલ બલાગામાં આ મોહમ્મદને ઉદ્દેશીને અલી (અ. સ.) એ કેટલુંક ઇરશાદ ફરમાવ્યું છે.

૩. મોલાના હસનીલ અનવર અને મોલાના ઝૈદુલ અબલગ બીન મોલાના હસનની ઝીયારત. આ બેવે વલી શાનના સાહેબો છે.

૪. મસજીદે ઇબ્ને તુલુન: ઇતિહાસમાં આ મસજીદ ઘણી પ્રખ્યાત છે. ઇમામ મોઇઝ (સ. અ.) એ અહીં કંઇક ખુત્બા બયાન કીધા છે.

૫. મોલાતેના રૂકૈયા બીન્તે અલીની ઝીયારત : આ બીબી સાહેબા પણ દઅવતની બાનુઓમાં મુમતાઝ હતા.

૬. જબલે મુકત્તમ : અહીં મોલાના હાકીમ (સ. અ.) ઘણી વખત સૈર વાસ્તે પધારતા હતા. એમ પણ કહેવાય છે કે આપ અહીંથી આસ્માનની તરફ ચડી ગયા હતા. અહીં સૈયદના બદરૂજ જમાલીની કબ્ર બતાવે છે તેમ આપની એક મસજીદ પણ છે.

૭. હાયજીન મ્યુઝીયમ : જ્યાં સાયન્સની બીમારીઓને લગતી દરેક વ્યાખ્યાઓ બતાવાય છે.

અમે ગયાના પહેલા દિવસે તા૦ ૧૨ હુઝુરેઆલી સવારે જબલે મુકત્તમ ઉપર પધાર્યા હતા. અને ત્યાં મોલાના બદરૂજ જમાલી (અ. કુ.) એ બનાવેલી મસજીદમાં તહાઇયતુલ મસજીદની બે રકઅત પઢી હતી. સાંજે મોલાના માઝુન સાહેબ સાથે સ્ટીમ લૉન્ચમાં હલ્વાન સુધી સૈર વાસ્તે પધાર્યા હતા. તા૦ ૧૩ મી એ આપ નામદાર ઝૈનબ બીન્તે અલી ઝૈનુલ આબેદીનની ઝીયારત માટે પધારેલા હતા. સય્યિદહ નફીસાની ઝીયારત કરી મસજીદે અતીકમાં તહાઇયતુલ મસજીદની નમાઝ પઢી હતી. ત્યાંથી મોલાના મહમ્મદ બીન અબીબકરની ઝીયારત કરી હતી. તેજ સાંજે આપ એહમદઅલી પાશાના ત્યાં ચાહપાનીમાં પધાર્યા હતા. પાર્ટીમાં મિસરી આગેવાનો પણ આવેલા હતા. તા૦ ૧૪ મીએ અમોએ મોલાતના સુકૈના બીન્તે અલી ઝૈનુલ આબેદીનની ઝીયારતનું શરફ લીધું હતું. આપ મોલાના અલી ઝૈનુલ આબેદીનના બેટી છે અને આપની ફૈજી સાહેબા મોલાતેના સુકૈના બીન્તે હુસેન શામમાં મદફુન છે. મોલાના અલી ઝૈનુલ આબેદીન (સ. અ.)એ સુકૈના-પોતાની બહાલી બ્હેનના-વફાત પછી પોતાને જે દીકરી થયા તેનું નામ સુકૈના રાખ્યું હતું. આ સુકૈના ઘણી મોટી ઉમ્રના થયા હતા. એવીજ રીતે મીસરમાં આલે રસુલ અને શીઆને મોલાના અલી મુર્તઝાની ઘણી કબરો છે. પણ સલાહુદ્દીન અય્યુબીએ મિસર લુટયું ત્યારે તેણે અઇમ્મતના વકતનાં ઘણા મઝારો અને મસજીદો તોડાવી નાંખી. અઇમ્મતની કબરો રાસુલ હુસેનમાં મદફુન છે તેથી ત્યાંજ સઘલા ઇમામો ઉપર સલામ પઢાય છે. મોલાના મોઅઈયદ શીરાઝી, સૈયદના કાઝી નોઅમાન, સૈયદના અબી યાકુબીલવઝીર મોલાનાં કાએદ જોહર અને બીજી મહાવિભુતીઓની કબ્રનો ચોક્કસ પતો નથી. ખુદાતઆલા મિસરની ઝમીનમાં સુતેલા તમામ સાલેહીન મુમીનીનપર ફીરદોસના ફુલ નિછાવર કરે.

તા૰ ૧૫ મી સોમવારે અમોએ મિસરના બઝારોમાં ફરી ખરીદી કીધી હતી અને તા૰ ૧૬ મી એ સવારે મિસરી બેંકનું બોયરૂં વગેરે જોઈ સાંજની પાા ની ટ્રેનથી ફલસ્તીન તરફ રવાના થયા હતા.

૫

# હુઝુરેઆલીની અખબાર

અમે મિસરથી વદા થયા પછી નામદાર હુઝુરેઆલી (ત. ઉ. શ.) મિસરમાં ૧૦ દીવસ વધુ રોકાયા હતા. તા૰ ૧૪ મી એ આપ અસ્કંદ્રીયા પધારેલા અને ત્યાંથી ૧૬ મી એ પાછા મિસર આવ્યા હતા. એ અખબાર મિસરના અહેવાલ પુરો કરવા પહેલા લખી લેવું જરૂરી છે.

તા૰ ૧૪ મીની સવારમાં હુઝુરેઆલી સ્ટાફ સાથે મોટરમાં એસ્કંદ્રીયા પધાર્યા હતા. ત્યાં આપના ઇસ્તીકબાલ માટે ઇસ્લામી અનજુમનો અને રાજ્યના અમલદારો આવેલા હતા. તેજ રાત્રે ઇશાની નમાઝ આપે સુફુલ અત્તારમાં આવેલી સૈયદના બદરૂજ્જમાલી (અ. કુ.) નો મસજીદમાં ઇમામતથી પઢાવી હતી. તા૰ ૧૬ મીએ એસ્કંદ્રીયાના અમીર તુસન પાશાએ પોતાના મહેલમાં દબદબા ભરી પાર્ટી આપી હતી. તેજ દીવસે બપોરે આપ પાછા મિસર પધાર્યા હતા અને સાંજે મહમદઅલી પાશાના ત્યાં ઝીયાફતમાં હાઝર રહ્યાં હતા. એ પ્રસંગે અદાલતના ન્યાયાધીશો, પાર્લામેન્ટના આગેવાન સભ્યો અને રાજદ્વારી નેતાઓ, વગેરે પણ શરીક થયા હતા.

અહીં એક બાબતની નોંધ લેવાની જરૂર છે કે ઇસ્કંદ્રીયાથી હુઝુરેઆલીએ પોતાના કાફલામાંથી ૪ સાહેબોને પહેલા સતરનાં ત્રણ ઇમામ પછી મોલાના ઇમામ મહેદી (અ. સ.) એ મગરીબના બીલાદમાં ઝુહુર ફરમાવ્યું - જે જગ્યા આજકાલ મોરોક્કો, અલજીરીયા, ઇટાલીયન ત્રાબુલસ તથા ટ્યુનીસ વગેરે નામોથી ઓળખાય છે- ત્યાં મહેદી (અ. સ.) ની જાહેરાતનાં આસારો દેખવા મોકલ્યા હતા: તેઓનાં નામ નીચે મુજબ છે.

૧. તાહેરભાઇ સાહેબ કાદરભાઇ સાહેબ, (જેવણ તેજ સફરમાં માર્સેલ્સથી પેરીસ થઇ લંડન ગયા હતા.)
૨. મીયાંસાહેબ અબ્દુલકાદર તપીઆ
૩. મીયાંસાહેબ ફીદાહુસેન યમાની, ( જેવણ તાહેરભાઇ સાહેબ સાથે પેરીસ સુધી ગયા હતા. )
૪. શેખ ઇમિરાનઅલી ઓરંગાબાદવાલા.

નંબર ૨ તથા નંબર ૪ ના સાહેબો માર્સેલ્સથી છુટા પડી ફલસ્તીન, શામ, ઇરાક થઇ હીંદ આવ્યા હતા. જ્યારે નંબર ૧ અને ૩ શામ, ઇરાક થઇ ઇરાન પહોંચ્યા અને ત્યાંથી મોટરમાં કવેટા રસ્તે હીંદુસ્તાન ઉતર્યા હતા.

તા૦ ૧૮ મી સફર ગુરૂવારે સાંજે મોલાના (ત. ઉ. શ.) ના માનમાં અનજુમને શુબ્બાનુલ મુસ્લેમીન તરફથી શાનદાર મેળાવડો થયો હતો. આ મેળાવડામાં મિસરના પ્રજાપક્ષના તમામ નેતાઓ હાજર રહ્યા હતા. બરાબર પાંચ વાજે હુઝુરેઆલી આવી પહોંચતા અનજુમનના કાર્યવાહી સભ્યોએ સ્વાગત કર્યું હતુ આખા મેળાવડામાં ફકત હુઝુરેઆલી અને સાદાતજ સફેદ કપડામાં ફરીસ્તાઓની જેમ દીપી રહ્યા હતા, બાકીના હાઝેરીનએ રંગીન પોશાક પહેર્યો હતો. પહેલા મહેલ મિસરી રીવાજ મુજબ ફ્રુટ, મિઠાઈ, કૉફી વગેરે અપાઇ હતી વચ્ચે વચ્ચે જુવાન સભ્યો નઝમો લલકારતા હતા. ચાહપાન થયા બાદ મિસરના રાજકવી અબદુલ્લાહ અફીફીએ એક સુંદર નઝમ લલકારી હતી જેમાં તેમણે હુઝુરેઆલીના અવસાફ બયાન કર્યા હતા. મોલવી મહમ્મદ રમઝી એ પણ દેશપ્રેમ જગાવે એવી કવીતા લલકારી સ્વાગત કર્યું હતું. જેનો સામટો જવાબ અરબીમાં શેખ અબદુલ તૈયબ દિવાને બહુ અચ્છો આપ્યો હતો. આ યાદગાર મેળાવડો મગરીબ પહેલા હસીખુશીથી વિખરાયો હતો.

તા૦ ૧૯ જુમ્આએ બ્રિટીશ એમ્બેસિડર સર માઇલ્સ લેમ્પ્સનને ત્યાં સરકારેઆલી પધાર્યા હતા. ત્યાં બન્ને વચ્ચે ખુશગુફતગો થઇ હતી. એજ સાંજે સર લેમ્પ્સન સરકારેઆલીને વલતી મુલાકાત આપવા હેલીઓ પોલીસમાં આવ્યા હતા. જ્યાં તેમણે ઘટીત માન આપવામાં આવ્યું હતું. તેજ દિવસે બપોરે કેટલાક આગેવાનોને આપે ચાહપર નોતર્યા હતા.

તા૦ ૨૦ મીએ હુઝુરેઆલી તરફથી મિસરી પ્રજા અને તેના નેતાઓના માનમાં હેલીયો પોલીસમાં દબદબા ભરી પાર્ટી આપવામાં આવી હતી. આ પાર્ટીના કાર્ડ સૈયદી ઇસ્માઈલભાઈ સાહેબ ઝૈનુદ્દીન સાહેબના નામથી દેવાયા હતા. હેલીયો પોલીસની ઇમારતને ધજા પતાકા અને વીજળીની રોશનીથી આરાસ્તા કરવામાં આવી હતી. રસ્તામાં વ્યવસ્થા જાળવવાને મિસરી પોલીસ મસરૂફ હતી.

મુખ્ય દરવાજા ઉપર ખુદ સૈયદી ઇસ્માઈલભાઇ સાહેબ પરોણાઓને આવકાર આપતા હતા. શેખ અબદુલ તૈયબ દિવાન તેમણે મદદ કરતા હતા. અંદરના હોલમાં હુઝુરેઆલીના શાહઝાદાઓ જાતે બધા મહેમાનોને ખેડકમાં

બેસાડતા હતા. મકાનના નાઝીમ અને પ્રો. હામીદ મોસેજી પણ બંદોબસ્તમાં સાથ આપી રહ્યા હતા. આવેલા પરોણાઓમાં પાર્લામેન્ટના પ્રમુખ, દરેક ઇસ્લામી દેશના વકીલો, અઝહરના ઓલેમા, રાજદ્વારી નેતાઓ, ઇસ્લામી સંસ્થાના સભ્યો અમીરો અને શાહી ખાનદાનના નબીરાઓ ઝલકી રહ્યા હતા. બરાબર પાંચ વાગે હુઝુરેઆલી પધારતા હાઝેરીનએ ઉભા રહીને આપને માન આપ્યું હતું ત્યારબાદ કુરઆ, કૉફી વગેરેને ઇન્સાફ અપાયો હતો. પ્રાથમિક ક્રીયાઓ પુરી થયા બાદ અફગાણ અને હીજાઝના કૉન્સલ જનરલ સૈયદ સાદેકુલ મુજદ્દિદે એક ટુંક પણ સચોટ ભાષણ કરી હુઝુરેઆલીના દીદારની તક મળવા બાબત શુકરીયો અદા કીધો હતો. તેમણા પછી વિખ્યાત કવી અને પ્રોફેસર હારાવીએ પોતાનો બનાવેલો કસીદો પઢયો હતો. જે ઘણોજ અર્થપુર્ણ અને ભાવ ભરેલો હતો. ત્યારબાદ પ્રખ્યાત દેશભક્ત (સીરીયાના ગાંધી) ડૉ. અબદુલરહેમાન શેહબંદરે જુસ્સાદાર ભાષણ કરી વાતાવરણમાં ઉત્સાહની લહેર દોડાવી હતી. તે બાદ મિસરના મહા-કવી અબદુલ્લાહ અફીફીએ એક સુંદર કસીદો પઢયો અને પછી મીઠું મધુરૂં ભાષણ કરી હાઝેરીનનું ધ્યાન ખેંચ્યું હતું. તે પછી મહેમુદ રમઝીએ ભાષણ કર્યું હતું. ત્યારબાદ પ્રો. મોસેજીના ૧૦ વરસના દીકરાએ ઘણી સરસ કવિતા લલકારી હતી. છેવટે હુઝુરેઆલીનો એક કસીદો પઢાયો હતો. અને શાહઝાદા માઝુન સાહેબે મીઠા હલકથી સુરએ નુરની તિલાવત કીધી. બધી તકરીરોનો જવાબ શેખ અબદુલતૈયબ દિવાન સાહેબે વાંચ્યો હતો અને આ યાદગાર પાર્ટી ખતમ થઈ હતી.

તા૦ ૨૧મીએ સવારે હુઝુરેઆલીએ શાહી લાયબ્રેરીની મુલાકાત લીધી હતી. ત્યાં દરેક વિભાગમાં ફરીને આપે સ્વદસ્તુરથી રિમાર્ક લખ્યો હતો ત્યાંથી આપ અઝહરની યુનીવર્સીટીમાં પધાર્યા હતા. જ્યાં કેળવણીનો નિસાબ નીઝામ વગેરે જોઇ ખુશી જાહેર કીધી હતી. બપોરે મિસરી વર્તમાન પત્રોના પ્રતિનીધીઓ આપને મળવા આવેલા હતા જેઓએ પુછેલા સવાલોના ઘટતા જવાબ દઈ દુન્યામાં અરબી અખબારોએ જે સુંદર ફાળો આપ્યો છે તેની કદર ફરમાવી હતી.

તા૦ ૨૧ મી રાત્રે મિસરના નગર શેઠ અબદુલઅઝીઝ રોઝવાન બે આપને ઝિયાફત આપી હતી જેમાં મોટા મોટા વેપારીઓ હાઝર હતા. રાજકવી અબદુલ્લાહ અફીફીએ અહીં પણ કસીદો પઢયો હતો.

તા૦ ૨૨મી એ ઇરાકના એલચીએ આપને ચાહપર નોતર્યા હતા અને રાત્રે શેખુલ અઝહર શેખ મુરાગીએ હલ્વાનીમાં આવેલા પોતાના બંગલામાં ઝીયાફત આપી હતી જે પ્રસંગે પ્રધાન મંડળના સભ્યો પણ હાઝર હતા.

તા૦ ૨૩ મીએ આપે મિસરની તમામ ઝિયારતગાહોમાં વદાઈ ઝીયારત ફરમાવી હતી ત્યાંથી અલ અઝહરમાં પધાર્યા હતા. જ્યાં આપના માનમાં વદાઇ જલસો હતો. પહેલા પહેલ આપે દરેક ખાતામાં ફરી તેના વડાથી માલુમાત લીધી હતી. ત્યારબાદ મુખ્ય હાલમાં ભાષણો થયા હતા. અઝહરના વિદ્યાર્થીઓને આપે તશરીફો આપી હતી. ત્યાંથી આપ અનજુમને શુબ્બાનુલ મુસ્લેમીનમાં પધાર્યા હતા. અહિં મિસરી પ્રજાના વતિ આપને વદાઇ માન અપાયું હતું અને અરીફીએ ઘણોજ હૃદયદ્રાવક પણ સુંદર કસીદો પઢયો હતો અહીંથી આપ સ્ટેશને પધાર્યા હતા. જ્યાં રાજ પ્રતિનીધિઓ અને પ્રજા પ્રતિનીધિઓએ આપને સફળ સફર ઇચ્છી મિસર દેશના વતી ગાડીમાં સવાર કર્યા હતા.

ટ્રેન ઉપડીને કન્તરા આવી. મિસરની એ છેલ્લી હદ છે. અહીં પણ અમલદારોએ આપને આવકાર આપ્યો હતો. સ્ટીમલોંચમાં બેસી આપ સામે પાર ગયા હતા. અને તા૦ ૨૪ મી સવારમાં લદદા પહોંચ્યા હતા. જ્યાંથી ફલસ્તીન જવા માટે ગાડી બદલવી પડે છે.

---

# મનાઝેરે નેઅમત.

## ભાગ ત્રીજો

# ફલસ્તીન અને શામ.



## ૧
## બૈતુલ મુકદદસ

કાહેરાથી બૈતુલ મુકદદસ સુધીના ટીકીટના માણસ દીઠ એક પાઉંડ અને સાડાબાર પ્યાસ્ટર લાગે છે તે સિવાય કસ્ટમ પાસે કોરન્ટીની ફી તથા મજુરીના ૧૦ પ્યાસ્ટર વધુ આપવાના હોય છે. એટલે લગભગ રૂા૦ ૧૭ થાય છે.

અમારો કાફલો સાંજે પા ને કાહેરાથી ઉપડેલો કનતરા રાત્રે ૯ વાગે પહોંચ્યા અહીં જકાત નાકું હોવાથી તપાસ થાય છે. ત્યારબાદ સુએઝની નહેર ઓળંગી પેલી પાર આગગાડીમાં બેઠા અને લીદદા જંકશનપર પહોંચ્યા અહીં આગગાડી બદલવી પડે છે તે બદલી ૮ વાજે બૈતુલ મુકદદસ પોંહચી ગયા. લીદદાથી બૈતુલ મુકદદસ સુધીનો રસ્તો પહાડોની ચઢ ઉતર પરથી થઈને છે. ચારેતરફ સુંદર વાડીયો અને કુદરતની ગુલઝારી નજરે પડે છે. આ રળીઆમણો રસ્તો ઘણોજ દીલકશ છે.

તા૦ ૧૭ મી બુધવારના રોજે અમોએ કુદસના હીન્દી તકયામાં ઉનારો લીધો. કપડા બદલી, વુઝુ કરી મસજીદે અકસામાં નમાઝ પડી. કઅબામાં ઇમામતથી નમાઝ પઢનારને એક લાખ નમાઝનું સવાબ છે, મસજીદે નબવીમાં ૧૦૦૦૦ નું અને આ મસજીદે અકસામાં એક હઝારનું સવાબ છે. ફઝલ અને શરફમાં આ ક્રમવાર જોઇએ તો ત્રીજી મસજીદ છે. હરમે-મક્કાને કિબ્લા મુકર્રર કરવામાં આવ્યા તે પહેલા આ મસજીદ કીબ્લએ આલમ હતી. મેઅરાજમાં રસુલુલ્લાહે અહીં અંબીયાને નમાઝ પઢાવી હતી. ઇમામ અઝીઝ (અ. સ.) એ તેની મરમ્મતમાં લાખો રૂપીયા ખરચ કીધા હતા. તેમ હુઝુરેઆલીએ

આ મસજીદની રીપેરમાં લાખો રૂપીયાનો ફાલો આપેલો છે. છતના એક તરફ મવલાનલ મન્નાન (ત. ઉ. શ.) નું નામ જલી કુફી ખતમાં કોતરેલું તેની શાક્ષી આપી રહ્યું છે. અહીંથી અમે સખરતુલ્લાહની મસજીદમાં ગયા. આ સખરો એક પત્થર છે જેની ઉપરથી ખુદાના રસુલ (અ. સ.) ને મેઅરાજ થયું હતું. તેની ફઝીલત ઘણી ભારી છે. સખરતુલ્લાહ નીચે એક ભોંયરૂં છે તે જોયું, પછી ત્યાંથી મોલાના ઇસા નબીયુલ્લાહની ઝીયારત માટે ગયા. ઇસા (અ. સ.) ની કબર ખ્રિસ્તીઓના દેવળમાં છે, દેવળમાં સોના ચાંદીના હાંડી ઝુમ્મરો અને ખઝાનો મોજુદ છે. આ જગ્યાને જાએ ઇસા પણ કહે છે. ઇસા (અ. સ.) ની ઘણી ખરી યાદગારો અહીં સંભાળી મુકેલી છે. આ એજ દેવળ છે કે જેને સલાહુદીન અય્યુબીએ છનાવી આપ્યું હતું અને જેને માટે યુરોપના અગ્યાર બળવાન રાજાઓ લડવા આવ્યા હતા. બૈતુલ લહેમ (જાએ ઇસા) માં તરેહવાર કારીગીરીના બાયબલ તથા ખ્રિસ્તી ધર્મ-પુસ્તકો મળી આવે છે.

તા૦ ૧૮ મી અમોએ મરયમ (અ. સ.) ની તથા ઇમરાન (અ. સ.) ની ઝીયારતથી બહરેવર થયા. દરરોજ અમે મસજીદે અકસામાં નમાઝ અદા કરતા હતા.

તા૦ ૧૯ મી શુકરવારે મોટરો કરી નીચલી જગ્યાએ જઇ આવ્યા :—

૧. જબલે ઝૈતુન. આ પહાડ ઉપરથી ઇસા (અ. સ.) આસમાનની તરફ ચડી ગયા હતા. ફલસ્તીનના મશહુર પહાડો જેના નામો કુર્આનમાં જડી આવે છે તે તીન, સીનીન અને ઝૈતુન છે.

૨. મરયમ (અ. સ.) ની ઝીયારત.

૩. ઉઝેર નબીની ઝીયારત : ઉઝેર નામના ગામમાં છે.

૪. મુસા નબીની ઝીયારત : શહેરથી ૨૨ માઇલ દુર છે.

૫. નહરે અર્દન : રીહા નામના ગામમાં છે; જે બૈતુલ મુકદ્દસથી ૨૬ માઇલ દુર છે. આ નહેર મુસા નબીના વસી યુશોઅ બીન નુનની દોઆથી જારી થઇ છે. પાણી ઘણું હલકું છે. ઇસા [અ. સ.] ને સૌથી પહેલા પહેલ અહીંજ 'બાપ્ટીસ્મા' આપવામાં આવી હતી. પાસેનુ ગામ લુત નબીના ઝમાનામાં (૬૦૦૦ વરસ અગાઉ) ગુમોરા કહેવાતું હતું તે બરબાદ થયા પછી યુશોના દોઆની બદવલત પાછું આબાદ થયું છે, જે દરીયાઇ સપાટીથી ૧૩૦૦ ફીટ નીચું છે.

૬. ડેડ સી અથવા મુડદાર દરીયો : મરેલો દરીયો બૈતુલ મુકદ્દસથી ૩૦ માઇલ દુર છે. દરીયાનું પાણી ઘણું વઝનદાર અને કડવું ચીકાસવાલું



હઝરત હાની બિન ઉર્વાના રોઝો કુફા

હોવાથી તેમાં કોઇ ડુબી શકતું નથી તેની લંબાઇ ૪૨ માઇલ અને પહોળાઇ ૧૬ માઇલિ છે. આ દરીયાને મરેલો એટલા માટે કહે છે કે બીજા દરીયાઓમાં જાનવરો રહી શકે છે જ્યારે તેમાં રહી શકતા નથી. આ મરેલો દરીયો છે તે પોતાના પેટમાં કોઇ જાનવરને જીવતું નથી રાખી શકતું. આ દરયાનો ખાર માથી ઘણી દવાઓ બનાવામાં આવે છે ત્યાં તે વીષે જુદા જુદા કારખાનાઓ પણ મોજુદ છે.

તા૦ ૨૦ મી સફર મોલાના હુસેન (અ. સ.) નું ચહેલમ હોવાથી હીન્દી તકયામાં ઉધરાણાથી જમણ કરેલુ હતું અને મજલીસે અઝા કાયમ કરી હતી.

તા૦ ૨૧ મી રવીવારે મોટરમાં નીચલા સ્થાનોએ ગયા હતા.

૧. દાઉદ નબી અને સુલેમાન નબીની ઝીયારત. આ બન્નેના મકબરા ગામમાંજ છે. ૨. બૈતુલ–લહેમ જ્યાં ઇસા (અ. સ.) નો જન્મ થયો હતો. આપનું પાળીનું યાદગાર તરીકે અહીં રાખેલું છે.

૩. ખલીલુર–રહેમાન. આ ગામમાં અલ્લાહતઆલાના ખલીલ ઇબ્રાહીમ નબીની ઝીયારત હોવાથી ગામનું નામ ખલીલુર–રહમાન રાખવામાં આવેલું છે. બૈતુલ મુકદ્દસથી ૨૦ માઇલ દુર છે. અહીંયા મકબરામાં નીચે મુજબ ઝિયારતો છે.

(૧) ઇબરાહીમ (અ. સ.) (૨) આપના બૈરો મોલાતેના સારા (૩) ઇસહાક નબી (અ. સ.) (૪) આપના બૈરો મોલાતેના રફકા (૫) યાકુબ નબી (અ. સ.) (૬) આપના બૈરો મોલાતેના લાયેકા (૭) યુસુફ નબી [અ. સ.] (૮) સાત હઝાર અંબીયા એકજ ભોંયરામાં દફન હોવાનું અહીં કહેવાય છે

૪. સેમ્યુઅલ નબીની ઝિયારત: બૈતુલ મુકદ્દસથી દસ માઇલ દુર પહાડપર છે.

૫. ઇબ્રાહીમ નબીની હરમમાં અસ્કલાનથી રાસુલ હુસેન પાસેથી એક મિમ્બર લાવીને મુકેલું છે. જેની મરમ્મત થાય છે. આ મિમ્બર મોલાના મુસ્તનસીર [અ. સ.] ના ઝમાનમાં મોલાના બદરૂજ જમાલીએ બનાવેલું હોઇ તેની ઉપર કુફી ખતમાં રાસુલ હુસેનની તવારીખ લખેલી છે.

તા૦ ૨૨ મી સોમવારે મુંબઇના રઇસ મુલ્લા અબદુલકાદર મોહંમદઅલી કાકા [છત્રીવાલા] લદ્દા સ્ટેશનથી ઉપડયા પછી એકાએક હૃદય બંધ પડવાથી ગુજરી ગયા હતા. તેમને હીન્દી તકયાના કોટના બહાર કબ્રસ્તાનમાં સાંજે ૬ વાજે દફન કીધા. જનાઝાની નમાઝ શેખ હીબતુલ્લાભાઈ પાલનપુરવાલાએ પઢાવી હતી.

તા૰ ૨૩ મી સવારે ૯ વાગે મોટરમાં ગઝઝા ગયા. અહીં રસુલુલ્લાહના દાદાજી મોલાના હાશિમ [અ. સ.] ની કબ્ર છે. આપ વેપાર વાસ્તે શામ જતા હતા અને અહીં રસ્તામાં વફાત થયા હતા. આપની કબ્રને સજદો બજાવી અમે અસ્કલાન રવાના થયા જ્યાં શરૂઆતમાં આકા સૈયદુશ શોહદાના માથા મુબારક દફન કરેલા હતા. મોલાના મુસ્તનસીર [અ. સ.] ના ઝમાનામાં એ માથા મુબારક મિસર લઇ જઇ ઘણી શાનથી દફન કરવામાં આવ્યા હતા. અસ્કલાનથી જોકે માથા મુબારક મિસર ગયા છે, પણ યહાંની ઝમીનમાં એ માથાની બરકત રહી ગઇ છે. અહીં એ બાબતની એક નાદીર કરામત મીસરી તારીખી કિતાબ અલ મીકરેઝી ઉપરથી લખવામાં આવે છે.

સુલતાન સલાહુદ્દીન અય્યુબી જ્યારે મીસરપર ચઢી આવ્યો અને બનુ ફાતેમાના હાથમાંથી સલ્તનત છીનવી લીધી ત્યારે તરેહ તરેહના ઝુલ્મો સીતમ કીધા. ફાતેમી મસજીદો અને મકબરાઓ વિરાન કર્યા. અઇમ્મતના મહેલાતને બરબાદ કીધા; પણ ફાતેમી ખઝાનો જે મોલાના અમીર [અ સ.] એ ઇમામ તૈયબ [અ. સ.] ને પડદે કરતી વખતે છુપાવી દીધો હતો તે તેને હાથ ન લાગ્યો. એની શોધમાં તે એ ઘણી ખટપટ કીધી, છેવટે પહેલાના કામદારોને ખેઝાર કરી જગા બતાવવાનું કહ્યું, પણ કોઇએ જગા બતાવી નહીં. સૌને કતલ કીધા તે બાદ એક ફાતેમી જુના નોકરને બોલાવી તરેહવાર તકલીફો દીધી અને જગ્યા બતાવવાની ફરજ પાડી પણ તેણે સાફ ના કહી. છેવટે તેના માથાપર ઝેરી કીડાઓનો ટોપ પહેરાવ્યો આ કીડાઓ માથામાં ડસીને ગુનાહગારને તોબા પુકારાવતા પણ આ ફાતેમી નોકરના માથાપર એ કીડાનો કોઇજ અસર ન થયો. બીજે દીવસે વધુ કીડા બદલીને મુકયા પણ તેણે કરડ્યા નહી. ત્રીજે દીવસ પણ તેમજ થયું આથી સુલતાન સલાહુદીનને હયરત થઇ. ત્યારે તેણે પુછ્યું કે "અય શખ્સ શું તુએ કોઇ વઝીફો કરેલો છે? યા કોઇ નેકી કીધી છે કે તને આ ઝેરી જંતુઓ કરડતા નથી? બતાવ શું સબબ છે?" પેલાએ જવાબ દીધો કે "મારાથી કોઇ વઝીફો નથી થયો કે કોઇ નેકી નથી થઇ મને પોતાને આ મામલામાં હયરત છે" સલાહુદ્દીને તેને સોચવાનો અવસર આપ્યો તે ઉપરથી તેને સોચીને જવાબ આપ્યો કે "અગર મને જીવતો જવા દેવામાં આવશે તો બતાવિશ." સલાહુદ્દીને અમાન આપ્યું ત્યારે તેણે કહ્યું કે "જયારે અસ્કલાનથી સરે અતહર ઇમામે મઝલુમનું મિસર આવ્યું ત્યારે એ પેટી મેં મારા માથાપર ઉંડાવીને મહેલમાં પહોંચાવી છે. તેથી ઝેરી જંતુઓનું ઝેર અથવા વેદના મારા માથાપર અસર કરતી નથી. અજબ હુસેન [અ. સ.] ના માથાની ફઝીલત છે કે જેની બરકતથી ઝાલીમના ઝુલુમની કાંઇ પણ અસર થવા પામી નહી.

માટે જે ઝમીનમાં રાસ મુબારક વરસો સુધી દફન હોય ત્યાં કોઇ પોતાની પેશાનીને ઘસે તો કેમ બરકત અને સવાબ અને મ્હોંમાંગી મુરાદ ન મળે?

અસ્કલાનમાં આ જગ્યા દરીયા કાનારાપર છે. તેના પાસેજ મસજીદ છે જેમાં મોલાના બદરૂજ જમાલીનું મિમ્બર મુકેલું હતુ ત્યાં અમે જમી નમાઝ પઢીને યાફા [અથવા જાફા] ગયા ત્યાંથી યહુદીઓએ નવું વસાવેલું "ટેલઅલબ્યુ" ગામ જોયું, જે ઘણુંજ સુંદર છે. દરીયા કાંઠો, ચારેતરફ નયન મનોહર બાગ બગીચા, પહાડનો ચઢઉતર ઘાટીલો રસ્તો, સુશોભીત ઇમારતો વગેરેથી આ આખો ભાગ ઘણોજ જોવા લાયક થઇ ગયો છે. આવી રીતે યાહુદીઓએ ફલસ્તીનમાં લાખો રૂપીયા ખર્ચ્યા છે તેથીજ તો પેલેસ્ટાઇનમાં તેઓ પોતાનો હક જતાવે છે.

૨

## હુઝુરેઆલી કુદસમાં

તા૦ ૨૪ મી સફર સવારે હજુ તો આફતાબ રોશન ન્હોતા થયા તે અગાઉ બૈતુલ મુકદ્દસમાં આનંદ અને ઉત્સાહ ફેલાઇ ગયા. પ્રજાજનોના ટોળે ટોળા મવલાનલ મન્નાન [ત. ઉ. શ.] ના ઇસ્તીકબાલ માટે સ્ટેશને જવા લાગ્યા. સમસ્ત ફલસ્તીન પર સરકારેઆલીના જે ઉપકારો થયા છે તેનો ભાવનાપુર્ણ સ્વીકાર કરવાની કુદ્સમાં તૈયારીઓ થવા લાગી હતી. લદ્દા જંકશનથી હુઝુરે-આલીની ટ્રેન ઉપડી ત્યારે ત્યાં લદ્દાના રઇસોએ તેમજ રમલા સ્ટેશન ઉપર પણ નેતાઓએ આપનો સત્કાર કર્યો. જે સમયે ટ્રેન કુદ્સના સ્ટેશનમાં દાખલ થઇ ત્યારે અલ્લાહો અકબરનાં ગગનભેદી આવાજથી આકાશ ધ્રુજી ગયું. ફલસ્તીનના મુફતીએઆઝમ સૈયદ અમીનુલ હુસેની અને બીજા અમલદારોએ આપનું સ્વાગત કર્યું. નઅરએ તકબીર અને મરહબાના શોરમાં આપ હઝારોના સલામ ઝીલતા ઝીલતા સ્ટેશનના બહાર પધારી મોટરમાં જલ્વાનુમાં થયા. ફલસ્તીનનાં મુફતીએ આઝમ સૈયદ અમીનુલ હુસેની અને સૈયદી માઝુન સાહેબે પણ તેજ મોટરમાં જગ્યા લીધી. આપના પાછળ સાદાત કારામની બીજી વીસ મોટરો હતી અને જુલુસ શહેરના રસ્તાઓ ઉપરથી ઉતારાના બંગલાપર પહોંચ્યું. રસ્તે બ રસ્તે આપના દીદાર માટે મખલુક આતુર ઉભેલી હતી અને આપના ચહેરએ અનવરનાં દીદાર કરી આદાબ બજાવતી હતી.

મુફતીએ આઝમ તરફથી ખાસ રોકવામાં આવેલા બંગલાપર પહોંચીને આપે નાસ્તો તનાવુલ ફરમાવ્યો. ત્યારબાદ શહેરના આગેવાનો મુબારકબાદી દેવાને હાઝર થયા. સાડા દસ વાગે આપ જુલુસના આકારમાં મસજીદે અકસા તરફ

પધાર્યા. બાબે ફયસલ પાસે આપ મોટરથી ઉતરી પગે ચાલીને હરમમાં દાખીલ થયા. ગરદી ન થાય તે માટે બંન્ને બાજુ વૉલંન્ટીયરોની લાઇન બાંધવામાં આવી હતી મસજીદે અકસા અને કુબ્બતુસ સખરા (જેને મસજીદે ઉમર પણ કહે છે) ત્યાં ફરી-દોઆ કરી આપ મજલીસે ઇસ્લામીમાં ગયા. આ ફલસ્તીનની મહાન રાષ્ટ્રિય સંસ્થા છે. જે દરજ્જો હિંદમાં કોંગ્રેસનો છે તેવોજ દરજ્જો મજલીસે ઇસ્લામીનો ફલસ્તીનમાં છે. ત્યાં સરકારી અને બીન સરકારી અમલદારોએ આપનું સ્વાગત કર્યું. ત્યાંથી આપ જમવા પધાર્યા અને ઝોહર તથા અસરની નમાઝ મસજીદે અકસામાં ઇમામતથી પઢાવી બપોરે જુદી જુદી સંસ્થાના આગેવાનોએ આપની મુલાકાતથી શરફ લીધું હતું.

તા૦ ૨૫ મી સફર જુમેરાતે હુઝુરેઆલી અને સ્ટાફ ખલીલુર રહમાન પધાર્યા. ત્યાં ઇબ્રાહીમ નબી તથા બીજા અંબિયાઓ વગેરેની ઝિયારત કીધી. તે બાદ ત્યાંની મ્યુનીસીપાલ્ટીએ આપને માન આપ્યું. જે ભાષણો થયા તેનો જવાબ શેખ અબદુલતૈયબ દિવાન સાહેબે આપ્યો. ફ્રુટ કાવો વગેરે મહેમાનોને આપવામાં આવેલું હતું. ખલીલુર રહમાનથી આપ બૈતુલ લહેમમાં પધારા, ત્યાં ઇસા [અ. સ.] નું પારણું વગેરે જોઈ અસરની નમાઝ મસજીદે અકસામાં આવીને અદા ફરમાવી.

તા૦ ૨૬ મી જુમ્આએ અમોએ હુઝુરેઆલીની સાથે સુલેમાન નબીની ઝીયારત કીધી. જે મસજીદે અકસાનાં કમ્પાઉન્ડમાં દક્ષીણ કોણામાં આવેલી છે. ત્યાંથી ઇસા [અ. સ.] ની પૈદાઇશની જગ્યા જોવા ગયા. ત્યારપછી મસજીદે અકસાના મ્યુઝીયમની હુઝુરેઆલીએ તપાસ લીધી, બપોરે નમાઝ પઢાવી યહુદીઓ જે ભીંત પાસે રડીને ગુનાહ બક્ષાવે છે તે (wailing well) 'દીવારે ગીર્યા જોવા પધાર્યા. તેજ સાંજે હુઝુરેઆલીની' ખીદમતમાં જુદા જુદા આગેવાનો આપના દીદાર માટે આવેલા હતા.

તા૦ ૨૭ મી શનીવારે ૯ા વાગે અમારો કાફલો બૈતુલ મુકદદસથી શામ તરફ રવાના ગયો. શામ જવાના ત્રણ રસ્તા છે

૧. કુદ્દસથી યાફા થઇ બેરૂત રસ્તે શામ.

૨. કુદ્દસથી યાફા થઇ બેરા રસ્તે શામ.

૩. કુદ્દસથી નઝરાત થઇ થઇ બનાતે યાકુબ રસ્તે શામ. ત્રણે રસ્તા મોટરના છે અને મનોહર છે. અમે નઝરાત થઇને જવાનું પસંદ કરેલું હતું. તે રસ્તે ત્રણ ઇતીહાસીક શહેરો આવ્યા. [૧] નેબલ્યુસ [૨] નઝારેત : મરયમ (અ. સ.)

અને ઝકરીયાનું આ વતન છે. ૩. તીબ્રીયા. અહીં વિખ્યાત ગેલેલી સરોવર છે. જેમાં ઝકરીયા નબીએ ગુસલ કીધુ હતુ અને સરકારે આલીનુ ફરમાન થયુ કે સઘળા ગુસુલ અથવા વુઝુ કરીલે. તે પછી સેસાપીન આવ્યું જે ફલસ્તીનનું નાકુ છે. અહીથી સીરીયા ( શામ ) ની હદમા દાખલ થઇ રાત્રે સાડા આઠ વાગે દમિશ્ક પહોંચ્યા.

## ૩

## હુઝુરેઆલીનો કાર્યક્રમ

બયતુલ મુકદ્દસમાં તા. ૨૭મી સવારે હુઝુરેઆલી મુસા નબીની ઝિયારત માટે પધારેલા હતા. ત્યાંથી નહેરે અર્દન પર ગયા. હુઝુરેઆલીએ તેમાં ઉતરી પાણી પીધું. અને માઝુનસાહેબ તેમજ સાદાત કીરામે એ પવીત્ર નહેરમાં ગુસુલ કર્યું. અહીંથી ડેડસી જોવા પધાર્યા. વહાંથી પાછા વળતા ઉઝેર નબીની ઝીયારત કીધી. એજ સાંજે બ્રિટીશ હાયકમીશનર સાથે ચહા પાર્ટી ગોઠવાઇ. તેમજ બીજા ઘણા નેતાઓએ મુલાકાત લીધી.

તા. ૨૮મી સવારે હુઝુરેઆલી દાઉદ નબીની ઝીયારત વાસ્તે પધાર્યા. ત્યાં આલે દુજનના સરદારોએ આપના દીદારથી શરફ લીધુ. વહાંથી રોઝતીલ મઆરીફ નામની અરબી કોલેજમાં પધાર્યા. કોલેજ જોઇને ઇસ્લામી યતીમખાનુ અને ઇસ્લામી હુનર ઉદ્યોગની શાળામાં પધાર્યા. શાળા તરફથી સીપનુ કામ કરેલી કુર્આને મજીદની એક પ્રત આપને નઝર થઇ. અંધશાળામા તથા અપંગશાળામા પણ આપને સત્કારવામાં આવ્યા. દરેક ખાતાને આપયે ઘણા ઉત્સાહથી જોયુ હતુ.

એજ સાંજે અરબી કોલેજના વિશાળ ચોગાનમાં મુફતીએ–આઝમે હુઝુરના માનમાં દબદબાભરી પાર્ટી આપી હતી, જેમાં ભાગ લેવાને ફલસ્તીનના દરેક ગામ અને શહેરમાંથી આગેવાનો આવેલા હતા. લદ્દા, રમલા, યાફાથી તેમજ અન્ય શહેરોથી ખાસ પ્રતિનીધીઓ આવેલા હતા. પાંચ વાગે હુઝુરેઆલી પધારતા સૈયદ અમીનુલહુસેની–મુફતીએઅકબરે–આપને આવકાર આપ્યો હતો. ચાહપાન ને ફ્રુટ લેવાયા બાદ મુફતીએ આઝમે સુંદર ભાષણ કરી ફલસ્તીનના આઝાદીના ઝગડામાં હુઝુરેઆલીએ આપેલા કીમતી તનમનના ફાળાની પ્રશંશા કરી ઉપકાર માન્યો હતો, જેના જવાબમાં શેખ અબ્દુલ તૈયબ દિવાને ઇસ્લામની ભલાઇ માટે શકય હોય તે સર્વ હુઝુરેઆલી કરશે, એવી ખાત્રી આપી હતી. ત્યાર બાદ શેખ રફઅતે કસીદો પઢયો હતો. અને એ યાદગાર જલસો ખતમ થયો હતો.

તા. ૨૯ મી સવારે હુઝુરેઆલી મર્યમ (અ. સ.) ની ઝીયારત માટે પધાર્યા હતા. તે બાદ સેમ્યુઅલ નબીની ઝીયારત કીધી હતી. અને સાંજે સૈયદી ઈબ્રાહીમ ભાઈ સાહેબ ઝૈનુદ્દીન સાહેબે મોલાના તરફથી ફલસ્તીનના પ્રજાજનોને પાર્ટી આપી હતી, જેમાં બધા સરકારી તથા બીન સરકારી અમલદારો, કેળવણીકારો, સમાજ-સેવકો વગેરે મોટી સંખ્યામાં હાજર રહ્યા હતા. હુઝુરેઆલી તથા સાદાતે છુટથી ભાગ લઈ દરેક સાથે મહત્વના વિષયો ઉપર વાતો કરી હતી. ફ્રુટ, શરબત વગેરે અપાયા બાદ શેખ અબ્દુલ તૈયબ દીવાન સાહેબે પરોણાઓને આવકાર આપનારૂં ભાષણ આપ્યું હતુ, તે બાદ શેખ ઈબ્રાહીમ યમાની સાહેબે તથા શેખ ઇસ્માઇલજીએ હુઝુરેઆલીનો લખેલો સુંદર કસીદો પઢી હાઝેરીનને ખુશ કર્યા હતા, અને એ દમામદાર પાર્ટી પૂરી થઇ હતી. તા. ૨૮મી નું સવારનું જમણ સઇયદ બેગ હુસેનીના ત્યાં હુઝુરે આલીએ લીધું હતું. સાંજે બ્રિટિશ હાય કમીશ્નરે આપને ચહા પાર્ટી પર નોતર્યા હતા.

તા. ૧લી રબીઉલ અવ્વલ સવારે ઉતારા પર ૧લી તારીખની દીની મજલીસ થઇ હતી. ત્યાર બાદ આપ ઇસાના કલીસા (ચર્ચ) માં પધારા હતા, જે જગ્યાએ ઈસાને સુળી દેવામાં આવી હતી. આ કલીસાનો કારભાર રોમન, લાતીન, અરમેની કીબ્તી, સુરયાની અને મુસ્લીમની બનેલી મજલીસ ચલાવે છે. આપને મજલીસે આવકાર આપ્યો હતો. સાંજે હુઝુરેઆલીના માનમા ટુર્નામેંટ ગોઠવવામાં આવી હતી. અંગબળના એ અજીબો ગરીબ મેળાવડામાં ફતેહમંદ કામ કરનારાઓને હુઝુર આલીના હાથે ઇનામો વહેંચવામાં આવ્યા હતાં.

તા. બીજી મોલાના ગઝઝા તશરીફ લઇ ગયા હતા. જે પ્રસંગે આખા ગામને સજાવવામાં આવ્યુ હતું. મ્યુનિસિપાલિટી તરફથી અહીં આપને અપુર્વ માન આપવામાં આવ્યું હતું. ઉત્સાહભરી તકરીરો અને નઝમો પઢાઇ હતી, જેનો દીવાન સાહેબે ખુબીભરેલા જવાબ આપ્યા હતા.

ગઝઝાથી બપોરે બાર વાગે મોલાના હાશમની ઝિયારત વાસ્તે પધાર્યા હતા. ત્યાંથી અસ્કલાન તશરીફ લઇ ગયા હતા. વહાં અને ઇમામ મઝલુમની દફનની જગા પર રીક્કતથી દોઆ કરી હતી. સાંજે અસ્કલાનના લોકોએ આપને ઝીયાફત આપી હતી. તે જમીને આપ બયતુલ મુકદ્દસ પધાર્યા હતા.

તા. ૩જી રબીઉલ અવ્વલની સવારે આપ બયતુલ મુકદ્દસથી વદા થયા હતા. મુફતીએ આઝમ તેમજ બીજા આગેવાનો કઇંક માઇલ સુધી આપને વળાવવા આવ્યા હતા. ખરેખર મુફતીએ આઝમ ફલસ્તીનની મહા વિભુતી છે. તેમનાં તન

મનમાં ઇસ્લામી ખીદમતનો જોશ અને વતનપરસ્તીના વલવલાઓ છે. આજકાલ કમનસીબે તેમણે ફલસ્તીનથી બહાર દેશપાર જેવી સ્થિતિ ભોગવવી પડી રહી છે પણ એક દીવસ એવો આવશે કે, જ્યારે તેઓ ડો. અબ્દુલ રહેમાન શેહ બંદરની રીતે ફરી કુદુસમાં દાખલ થઈ ઇસ્લામને ફત્તેવંતી જીત અપાવશે.

બયતુલ મુકદ્દસથી હુઝુર સિરીયાના રસ્તે આગળ વધતા નાસેરા ગામ આવ્યું હતું. અહીં જે જગા પર ઇસા નબીને નુબુવત મળી હતી, તે જોવાને આપ પધારા હતા. પછી અગળ ચાલતા તીબરીયા નહેર અર્દનના મુખ પાસે પોંહચ્યા હતા. તીબરીયાની જામે મસજીદમાં મગરીબ અને ઇશાની નમાઝ પઢાવી હતી. દરેક ફીરકાના મુસલમાનોએ આપની પાછળ ઇમામતની નમાઝ પઢી હતી. એ રાત આપે તિબરોયામાં ગુઝારી હતી, અને બીજી સવારે ફલસ્તીનની સરહદ મુકીને સિરોયાની સરહદમાં દાખીલ થયા હતા. ફલસતીનમાં હુઝુરને અનોખું માન મળ્યું હતું. ઇતિહાસમાં આવું માન ફલસ્તીનમાં બીજા કોઈને જવલ્લેજ મળ્યું હશે.

## ૪

## દમિશ્કમાં.

અમારો કાફલો તા. ૨૭ મી સફર શનીવાર રોજે રાત્રે ૮॥ કલાકે સિરીયાની રાજધાની દમિશ્કમાં પહોંચ્યાનું અમો લખી ગયા છે. અહીં અબ્દુલ રહેમાન હીંદીએ અમને ઉંતારા માટે મકાન આપ્યું હતું. બીજે દીવસે તા. ૨૮મી મસજીદે બનુ ઉમય્યામાં જઇ યહયા નબી અ. સ. ની ઝિયારત કીધી હતી. નબી યહયાનો મકબરો ઘણોજ સુશોભીત છે કરબલા મોઅલ્લાથી જ્યારે અહલે બયતને કેદ કરી અહીં લાવવામાં આવ્યાં ત્યારે સરે ઇમામે મઝલુમ જે જગ્યાએ મુકાયું હતું તે પાકીઝા જગાને બોસો દઇ શરફ લીધું તે બાદ સુલેમાન નબીની મસજીદ જોઇ તેનો બગીચો અને હોઝ સિરીયન કારાગીરોનો અદભુત નમુનો છે.

તા. ૨૯ મી એ યહયા નબીની ઝીયારત કરી ગામમાં ફરવા ગયા. દમિશ્ક શહેર ઘણું મોટું, સુંદર અને આખોહવામાં ઘણું વખણાએલું છે. ઉનાળામાં અહી ચોતરફથી લોકો આવીને રહે છે. જગેજગ નહેરો વહેતી હોવાથી હવા ઠંડી હોય છે. ઉમવી સલ્તનતનું આ પાયતખ્ત ઇતિહાસમાં ઘણું મશહુર રહેલું છે. સિરાયા (શામ) નું એ મુખ્ય ક્ષેત્ર છે, તેથીજ સામાન્ય રીતે દમિશ્કને શામ કહે છે. અંગ્રેજીમાં ડમાસકસ કહેવાય છે. અહીં પોલાદની ખાણો છે. તેમ વેપારનું મુખ્ય મથક છે. લગભગ દસ હજાર વરસથી ઇતિહાસમાં આ પ્રાંતનું મહત્વ ગણાતુ આવ્યું છે અને આજે પણ ગણાય છે.

તા. ૧ રબીઉલઅવ્વલ મંગળવારે ટેક્ષી કરી નીચલી ઝીયારતો કરી આવ્યા.

૧ મવલાતેના રૂકય્યા બિન્તે અલી ઇબ્ને અબીતાલિબ.

૨ અહલે બેતને જે કેદખાનામાં રાખવામાં આવ્યા હતા, તે જગ્યા. એમ કહેવાય છે કે, નાસીરૂદ્દીન બીન મોહંમદ બીન જમાલી અહલે બેતના ચાહનારાઓમાં યક્કા હતા તેથી દુશ્મનોએ આપને અહીં દફન કરી દીધા છે.

૩ ઉબેય બીન કઅબ. એક મશહુર સહાબીએ રસુલ છે.

૪ મવલાતેના ઝયનબ બીન્તે અલી. મિસરમાં જે ઝયનબ છે, તે હુસેન અ. સ. ના બહેન છે. અહીં છે તે ઝયનબે સુગરા યાને ઉમ્મે કુલસુમ છે

ઉપર મુજબ ઝીયારતો કરી કબ્રસ્તાનમા ગયા જ્યાં નીચે મુજબ ઝીયારતો છે.

૧ સોળ શહીદના માથા. કરબલાથી ઇમામે મઝલુમના સાથે ભાલાઓ પર જે બીજા સોળ શહીદોના માથા આવેલા હતા તેના નામ — ૧ અબદુલ્લા બીન હસન. જેની કરબલામાં મવલાતેના સકીના સાથે શાદી થઇ હતી. ૨ કાસિમ બીન હસન. જે બહાદુર જવાને કરબલામા અરઝક શામી અને તેના ચાર દીકરાઓના ટુકડા કર્યા હતા. ૩ અલી અકબર બીન હુસેન. હમ શબીહે પયમ્બર સય્યિદુશ શોહદાના લાલ. ૪ અબ્બાસ બીન અલી. સક્કાએ સુકયના-અલમદારે હુસેન. ૫ હુર બીન યઝીદુર રીયાહી. હુસેનના વફાદાર અને જરી મહેમાન. ૬ હબીબ ઇબ્ને મઝાહીર. હુસેનના બુઝુર્ગ દોસ્ત. ૭ મોહંમદ બીન અલી. ૮ ઉસ્માન બીન અલી. ૯ ઉમર બીન અલી. ૧૦ જાફર બીન અલી. ૧૧ અબ્દુલ્લાહ બીન ઓન. ૧૨ હુસેન બીન અબદુલ્લાહ ૧૩ અલી. ૧૪ જાફર બીન અકીલ ૧૫ અબદુલ્લાહ બીન અકીલ. મુસ્લીમના બે ભાઇઓ. ૧૬ મોહંમદ બીન મુસ્લીમ. આ ૧૬ શહીદના માથા એકજ કબ્રમાં દફન છે. ( ૧૬ માથાની રીવાયત હકના કિતાબમાં આવી નથી. પણ શામના લોકો કહે છે તે પ્રમાણે નામો લખેલા છે. સાચે ખરૂ ખોટુ વલ્લાહો આલમ. )

૨ અબદુલ્લાહ બીન ઝયનુલ આબેદીન. (સનદ નથી.)

૩ અબદુલ્લાહ બીન ઉમ્મે મકતુમ. (ગલત.)

૪ ઉમ્મે સલમા. (ગલત છે. આપની કબર મદીનામાં છે.)

૫ ઉમ્મે હબીબા. રસુલુલ્લાહના બહેરો. (ગલત છે, આપની કબર મદીનામાં અઝવાજના ઓટલા પર છે.)

૬ ફીઝઝા મવલાના હુસેનની બાંદી. (સનદ નથી.)

૭ ફાતેમા બીન્તે હુસેન. (સનદ નથી.)

આકા હુસેન અને અબ્બાસ અલમદારના રોઝા, કરબલા.



ઇમામ જઅફ રૂસ્સાદિકનો બગીચો, કરબલા.

૮ ઉમ્મે કુલસુમ. (ફુરીખતમાં તખતી છે.)

૯ સુકેના બીન્તે હુસેન. (શબ્બીરની લાડલી.)

૧૦ અબ્દુલ્લાહ બીન જાફરૂત્તય્યાર. (ગલત છે. આપની કબર મદીનામાં અકીલ બીન અબુતાલીબના ચબુતરાપર છે.)

૧૧ મિકદાદ બીન અસવદ. (અલીએઆલાના પરહેઝગાર શીઆ.)

[ ઉપલી કબરો વિષે હકના કિતાબોમાં સનદ તપાસવાની જરૂરત છે. ]

તાઃ ૨જી બુધવારે સવારે નાશતો કરી અમારો કાફલો મોટરમાં બૈરૂત જવાને ઉપડયો. પહાડોમાં ચઢ ઉતરનો રસ્તો ઘણો રળીઆમણો છે. સવા અગ્યાર વાગે બૈરુત પહોંચ્યાં. દરયા કિનારા પર હોટલમાં ઉતરી જમી, નમાઝ પઢી ગામ જોયું. યાહયા નબીના માથાની અહીં ઝીયારત છે તેને બોસો દઈ પા વાગે મોટરમાં બેસી પાછા દમિશ્ક પહોંચી ગયા. બૈરૂતમાં મદ્રસાઓ, કોલેજો, છાપખાના ટાઇપ ફોન્ડરી વગેરે શિક્ષણ વિષયક ચલવલો ઘણી છે.

તાઃ ૩જી ગુરૂવારે દમિશ્ક શહેરની મસ્જીદો, બઝારો, વાડીઓ વગેરે જોઈ, તાઃ ૪થી સીરીયાના ગાંધી ડા. અબ્દુલરહેમાન શેહબંદર ૧૪ વરસે દેશપારની કેદમાંથી મુક્તિ મેળવી દમિશ્ક આવનાર હતા. તેથી તેના માનમાં આખુ દમિશ્ક સજાવવામાં આવ્યું હતું. અને ગામે ગામના લોકો હજારોની સંખ્યામાં દમિશ્ક ઉતરી પડ્યા હતા. દાક્ટરનુ સરઘસ નીકળ્યું તેમાં હઝારો લોકો દેશગીતો ગાતા શામિલ થયા હતા. અને રાત્રે પ્રજાજનોએ પોતાના લાડકવાયા નેતાને સત્કારવા રોશની તથા આતશ બાઝી ગોઠવી હતી સીરીયાનુ પાયતખ્ત આમ હર્ષઘેલુ થયુ હતું તેમાં તેની ખુશીમાં દબલ વધારો થયો. આજેજ હુઝૂરેઆલા દમિશ્કમાં દાખલ થયા હતા.

આપના આદરસત્કાર માટે આગેવાનો બેઆલ્બેક સુધી ગયા હતા. લગભગ ૭૫ મોટરો હારબંધ શહેરમાં દાખલ થઇ હતી. દમિશ્કના શરીફ અમીર મુખ્તાર બેગના આલીશાન મકાનમાં હુઝુર પુરનુરે ઉતારો લીધો હતો, ત્યાં તમામ સરકારી અને બીન સરકારી નેતાઓએ મુબારકબાદી આપી હતી. શાએરોએ કસીદા પઢ્યા હતા. અબ્દુલરહેમાન મજઝુબ નામના શાએરે પોતાની કવિતામાં અઝમતુસ સુલતાન સયફુદ્દીન મા ૧૯૩૭ ઈ. સ. ના અદદ ગોઠવ્યા હતા.

જુમ્માનો દિવસ હોવાથી આપે શાહી મસ્જીદ જામએ ઉમવ્વીમાં ઝોહરની નમાઝ પઢી હતી ત્યાર બાદ આપે યાહયા નબીની અને જાએ મદફને સરે અસહાબે હુસેનની ઝીયારત કીધી હતી.

તાઃ ૫મી શનીવારે હુઝુરેઆલી તેમ સાદાત અને બીજા સર્વે હુજર બીન અદી બીન હાતીમની કબર પર ગયા હતા. હુજર કન્દી કબીલાના નામવર નેતા હતા. આપની શહાદત સઇયદી સાદીકઅલીએ નીચે મુજબ બયાન કીધી છેઃ

મુમીન જો હોયતો સુનજો હુજર બીન અદીની વાત,
અસહાબે મુર્તઝામાં અલમથા વો નેકઝાત,
કહતાથા મુર્તઝાના ફઝાએલના વોહ નુકાત.
જલતાથા કાફરો એ સુનીને ઝબું સીફાત.
કુફાથી વોહ અમીરે ઝુલમના ઝમાનમાં,
કેદી કરી બુલાયા હુજરને છે શામમાં
કુફી હુજર વો કન્દી કબીલાના નેક તીન
હમરાહથા તેના કેદમાં અસહાબ સો યકીન.
જ્યારે કરીબ શામના પહોંચ્યા વો ફક્ત દીન
હાકીમએ મોકલો કે સિતમગર તે થા લઇન.
બોલો હુજરથી લઅન અલી પર કરો તમામ
નહીં તો તમારા માથાને તલવારથી છે કામ
આ બદ સુખન સુનીને હુજરએ હઝારહા
લઅનત કરીને મજલીસી ઉપર કહ્યું બગન
આ સર અમારૂ કાર અલીપર છે સર ફીદા
માથા કપાવી આપ પર સબ ને જગા બપા
જે બાગપર શહાદત તે પાયા છે અવલીયા
થા બાગ નેહના ઝાડ વધાં ખુરક થઇ ગયા

એ નરવીર હુજર અને તેના સાથીદાર શહીદોની ઝીયારત હુઝુરઆલીએ કીધી. તે પછી ઓબેય બીન કઅબ, ઉમ્મે કુલસુમ, મીકદાદ બીન અસવદની ઝીયારતથી શરફ લઇ ઉતારા તરફ પધારી ગયા.

બપોરે તરાબેલુસ્શર્કના નેતાઓએ આપને તરાબિલસ પધારવાનુ ઇઝન દીધુ તે કુબુલ ફરમાવી આપ નામદાર દુમ્મસ સયર વાસ્તે પધારી ગયા. દુમ્મસ ઘણી મનોહર જગ્યા છે જેના બરફથી છવાએલાં રૂપેરી ડુંગરોમાંથી નહેરો પડે છે, ને સુરજના કીરણો તેની ઉપર ઉતરતા સુનહેરા ભાત પડે છે.

તેજ દીવસે અમો નીચલી જગ્યાઓમાં ઝીયારતો કરી આવ્યા.

જામએ અકસામાં સાત શહીદો, જે અમીરૂલમુમીનીન અલી અ. સ. નાખાસ વફાદાર શીઆ છે અને એકજ કબ્રમાં મદફૂન છે, તેમણા નામ- ૧ હુજર બીન અદી [ જેની ઝીકર ઉપર આવી ગઇ છે ] ૨ કદદામ બીન હય્યાન ૩ મેહરાજ બીન શેહબા ૪ વસીફ બીન અબી સકરાહ ૫ કઈઝ બીન ગબસા ૬ શરીફ બીન શદાદ ૭ સમારાહ બીન અબદુલ્લાહ આ સિવાય એજ કબ્રમાં બીજા સો શહીદ છે.

૨ જબલે-કૈસુન [ કારીયુન ] મજકુર પહાડ ઉપર ત્યાંના લોકો નીચલા સ્થાન બતાવે છે પણ તે ચોક્કસ નથી. ૧ કાબીલે મોલાના હાબીલને કતલ કર્યા તે જગા. ૨ ચાલાસ નબીના વફાતની જગા. ૩ પહાડનું મોં અને ઝબાન ૪ જીબ્રઈલના પંજાની જગા. ૫ આંખમાંથી પાણી પડે છે તે જગા.

૩ અસહાબુલ કહેફની ગાર, જેના પાસેજ મોહંમદ બીન હનફીયહની કબ્ર બતાવાય છે પણ બન્ને વસ્તુ ચોક્કસ નથી.

હુઝુરેઆલાએ યાહયા નબીની ઝિયારત ઝરા ખોલાવી અંદર જઇ કરી હતી.

તા. ૬થી રવીવારે હુઝુરેઆલા તથા અમે કબ્રસ્તાનમાં સોળ શહીદોના માથા તથા મોલાતના બુકનાની ઝિયારત માટે ગયા હતા. સાંજે તરાબેલશશામ, હલબ અને સલમાયાના આગાખાનો હુઝુરના દીદાર માટે આવેલા હતા.

તા. ૭મી સોમવારે અમો ફરી દરેક મહત્વની જગ્યાએ તેમ દહયતુલકલ્બી રસુલેખુદાના એક સહાબીની ઝિયારતે ગયા હતા અને તા. ૮મી સવારે બગદાદ તરફ જવાને મોટરમાં સવાર થયા. એજ સવારે હુઝુરેઆલા બેરૂત પધારેલા હતા. અહીં બેરૂતથી બગદાદ પોંહચ્યા સુધીનો હુઝુરેઆલાની સફરનો એહવાલ લખીએ છીએ.

## ૫

# બેરૂતથી મિસ્યાફ.

લુબનાન પ્રાંત જગતના સોહામણા અને રળીઆમણા પ્રાંતોમા ગણાય છે. બેરૂત તેનુ પાયતખ્ત છે. દમિશ્કથી અહીં સુધીનો આખો રસ્તો લુબનાનની ખીણ માંથી છે. એટલે તેનુ સૌંદર્ય અપુર્વ રહે છે.

હુઝુરેઆલીને બેરૂતમાં ઓલમાએ ઇસ્લામએ માન આપ્યું. ત્યાર બાદ ત્યાંનાં મુફતીએ આપને ઝીયાફત આપી. જમણના બાદ નવાં સ્થાપાયેલી અરબી કોલેજમાં

પધાર્યા. ત્યાંથી મકાસીદીલ અરબીયહ નામની બીજી કોલેજ ઇસ્લામી યતીમ-ખાનામાં પધાર્યા. જ્યાં જ્યાં હુઝુરેઆલી પધારા ત્યાં ત્યાં કસીદા ખ્વાની ભાષણો થયાં હતા. યતીમખાનામાં ખાસ મેળાવડો હતો. તેમાં પણ સુંદર તકરીરો થઇ.

સાંજે બેરૂતના નગરશેઠ ઉમર દાઉદ પોતાના આલીશાન મકાનમાં ઝીયાફત આપી હતી. જમીને આપે તેનાજ મકાનમાં આરામ ફરમાવ્યું.

તાઃ ૯મી રબીઉલ અવ્વલ સવારે નાસ્તાથી ફારેગ થઇ આપ બેરૂતની યુનીવર્સીટીમાં પધારા. જેની સાથે એક ઓબઝર્વેટરી પણ જોડેલી છે. તે જોઇ મ્યુઝીયમમાં ગયા. ત્યાં ૨૫૦૦ વરસ અગાઉના ઇનસાનના દાંત મુકેલા છે, તે અને બીજી વસ્તુઓ જોઇ, આપ મોટરમાં લુબનાન પર્વત પર પધારી ગયા.

લુબનાન પર્વત સ્વીટઝરલેંડનો નમુનો છે. તેની ઉપર આલીયા ગામમાં શેઠ ઉમર દાઉદના બંગલામાં ચા લીધી. અહીંથી રવાના થઇ સોફર ગામમાં જઇ બપોરની નમાઝ અદા ફરમાવી.

સોફરથી આપ બઅલબક પધારા. આ ઇબ્રાહીમ નબીના પુર્વેનું વિખ્યાત શહેર છે. જેના અવશેષો આજે પણ નજરે પડે છે. ઇબ્રાહીમ નબીને જે જગ્યા એ કેદ કરેલા હતા, તે જગા હજી મોજુદ છે. અને પુરાતન રાજ મહેલના ખંડેરો જુના ઝમાનાનુ અજીબો ગરીબ કારીગારીનુ ભાન કરાવે છે. બઅલબકથી સરકાર વદા થઈ સાંજે દમિશ્ક આવીને શરીફ અમાર મુખ્તારના મકાનમાં બીરાજમાન થયા.

તાઃ ૧૦મી સવારે આપે તરાબેલુસશામનું ઇઝન કબુલ ફરમાવ્યું. બપોરે સીરીયન સરકારના વતી આપના માનમાં "મજ્આઉલઅરબી" નામની સંસ્થાએ મદ્રસએ દારૂલ હદીસમાં શાનદાર પાર્ટી આપી હતી. આ પાર્ટીમાં બધા નેતા તથા અમલદારો આવ્યા હતા. અને પુરસુક ભાષણો થયા હતા. ભાષણ કર્તાઓમાં શાહ બંદર પણ હતા તેઓએ હુઝુરઆલીના હસ્તક કોમની બેહબુદગી અને ૩૦૦ મદ્રસાઓની તાલીમનો વીગતવાર ચીતાર રજુ કર્યા હતા.

દારૂલ હદીસમાંથી આપ શીયાઓના મદ્રસામાં પધાર્યા હતા. ત્યાં પણ ભાષણો થયા હતા અને આપને માન મળ્યું હતું.

તાઃ ૧૧મી આપ દમિશ્કથી રવાના થઈ હીમસ પહોંચ્યા. ત્યાં ઝોહરની નમાઝ પઢી ત્રણ વાગે સલમીયામાં દાખલ થયા. સલમીયામાં અઇમ્મત મસતુરીન



૯. મુસ્લીમ બિન અકીલનો રોઝો, કુફા.



૮. મયસમ બીન તમ્મારનો રોઝો, કુફા.

રહેતા હતા તેથી તેનુ મહત્વ દ'અવતની તવારીખમાં અનોખુ છે. અસરનો વખત હોવાથી આપે મવલાના અબ્દુલ્લાહીલ મસતુરના કુબ્બા શરીફ પાસેની મસ્જીદમાં અસરની નમાઝ અદા ફરમાવી. ત્યાર પછી કબ્રે મુબારકની ઝીયારત કીધી. સલમીયાના કાઝી અને બીજા આગેવાનોએ આપનો સત્કાર કરી શહેરમાં લઇ ગયા. મગરીબની અને ઇશાની નમાઝ સલમીયાની જામે મસ્જીદમા ઇમામતથી પઢાવી. આપના પાછળ શહેરના કાઝી તથા તમામ મુસલમાનોએ નમાઝ પઢી. તે પછી આપ હીમાત પધાર્યા, ત્યાં હોટલમાં ઉતારો લીધો. બારમી રાત હોવાથી આખા ગામમાં રસુલુલ્લાહ ( સ. અ. ) ના વિલાદતની ખુશી ફેલાએલી હતી. ઘરેઘર દિવાળી જેવી રોશની થઇ હતી. રસ્તાઓ ધ્વજપતાકાથી ફુલી રહ્યા હતા. લોકોને આપના આવવાની ખબર પડવાથી હોટલ પાસે જમા થઇ ગયા અને દીદારનો શોક કરવા લાગ્યા. આપ ઝરુખામાં પધાર્યા લોકોએ આદાબ બજાવી સત્કાર કર્યો.

તા: ૧૨મી સવારે આપ મિસ્યાફ પધારી ગયા. મિસ્યાફના પહાડ ઉપર મવલાના એહમદુલ મન્સુર ઇમામની ઝીયારત બતાવવામાં આવે છે. ત્યાં સરકાર અલી-કાફલા સાથે પધાર્યા હતા. પહાડ ચઢવામાં લગભગ ત્રણથી ચાર કલાક લાગ્યા હતા. બપોરની નમાઝ પહાડપર થઇ હતી. અને મગરીબે પાછા મિસ્યાફ ગામમાં પધારવું થયુ હતુ.

મિસ્યાફના પાસેજ કદમુસ નામનુ બેડુ છે. મિસ્યાફથી આપ કદમુસ પધાર્યા અને દરિયાઇ સપાટીથી ૧૩૦૦ ફુટ ઉંચા આવેલા બનુ ફાતેમાના એક પુરાતન કિલ્લામ પધાર્યા, ત્યાંથી દૂર સુધીના બધા પ્રદેશો ચોખ્ખા દેખાય છે. આ કિલ્લાનો વહીવટ આજસુધી બનુ ફાતેમાના વંશજોના હાથમાં છે. કદમુસની મસ્જીદમાં આપે મગરીબ તથા ઇશાની નમાઝ ઇમામતથી પઢાવી. નમાઝ પછી મ્યુનિસીપાલીટીના પ્રમુખે આપને ઝિયાફત આપી તે જમીને આપ મિસ્યાફ પધારી ગયા.

તા. ૧૩મી હુઝુર મિસયાફથી તરાબ્લસ પધાર્યા અને એડનના આમિલ શેખ ખયરુદ્દીનના સગા અબ્દુસ્સત્તારના ત્યાં ઉતર્યા ઝોહરની નમાઝ આપે ઇમામતથી પઢાવી, તે બાદ જમન થયું અને પછી મજલીસ થઇ, તેમાં કસીદા પઢાયા, તેમ ભાષણો વગેરે થયા બાદ મજલીસ ખતમ થઇ. બપોરે આપ તરાબ્લસથી પાછ દમિશ્ક પધારી ગયા.

તા. ૧૪મી સવારના ઘણા આગેવાનોએ આપની મુલાકાત લીધી હતી તે પછી મઆહદિ જમીઅતે શર્ઈ નામના મદ્રસામાં પધાર્યા, ત્યાંથી મકાનમાં આવ્યા.

સાંજે મહાન દેશભક્ત દા. અબ્દુલરહમાન શેહબંદરએ આપની મુલાકાત લઇ ઘણા અરસા તક અગત્યના વિષયો ઉપર વાત કરી હતી

તા. ૧૫મી સવારે મવલાનલમન્નાન દમિશ્કથી વદા થયા અને દિવસભર સફર કરી સાંજે મગરીબ રસ્તામાં પઢી રાતના રૂતબા ગામમાં મન્ઝીલ થઇ. રૂતબા ગામથી તા. ૧૬મી સવારના આગળ વધી સરકારેઆલી ૧૨ વાજે રમાડી પહોંચ્યા. નમાઝ અને જમણના બાદ આપ ફરી મોટરમાં સવાર થયા અને ૩ા વાજે ફલુજા પહોંચ્યા. અહીંથી બગદાદ ૩૦ માઇલ છેટું રહે છે. ફલુજાપર ખાનસાહેબ અબ્દુલ અલી મુ૦ આદમજી તેમજ ફૈઝે હુસેનીના અરાકીનએ આપને આવકાર આપ્યો. યહાંથી આપ ૪ વાજે ઉપડી મગરીબ પહેલાં ઇરાકના દારૂસ-સલ્તનત બગદાદમાં શાનોશવકતથી દાખલ થયા.

---

# મનાઝેરે નેઅમત.

## ભાગ ચોથો

## ઈરાક.

### ૧
### બગદાદ.

તા. ૮મી રબીઉલ અવ્વલ મંગળવારે દમિશ્કથી ઉપડેલી અમારા કાફલાંની મોટર આગળ વધી. રસ્તે વરસાદના ઝાપટાથી થોડી તકલીફ થઈ. લગભગ રાત્રે ૧૧॥ વાગે રૂતબા પહોંચ્યા, અને ચોકી પાસે મોટરો ઉભી રહી. અમોએ રાત મોટરમાંજ ગુઝારી. જેમાં સુવાની સારી સગવડ હોય છે.

તાઃ ૯મી બુધવારે સવારે સાત વાજે રૂતબાથી ઉપડી જંગલો વટાવી છેક ૫॥ વાજે રમાડી પહોંચ્યા. ત્યાં હોટલમાં ઉતારો લીધો અને જમીને રાતે સુઇ ગયા.

તાઃ ૧૦મી સવારે રમાડીથી નીકળી બરાબર બાર વાજે બગદાદમાં દાખલ થઇ ફયઝે હુસેનીના મકાનમાં ઉતારો લીધો. દમિશ્કથી બગદાદ સુધીની મોટરની ટીકીટ માણસ દીઠ લગેજ સાથે રૂ૦ ૧૪ થાય છે. જે પ્રવાસ જોતા ઘણીજ ઓછી છે. તાઃ ૧૧મી અમોએ બગદાદના બઝારો વગેરે ફરી જોયા.

તાઃ ૧૨મા શનીવારે રસુલુલ્લાહની વિલાદતનો દીન હોવાથી અમોએ બગદાદમાં ફંડ કરી જમણ કર્યું તેમ નીચલા સ્થાનોએ જઇ આવ્યા.

૧ સલમાન પાક. આપનુ ફઝલ અને દરજ્જો મશહુર છે. સલમાનો મીન્ના અહલુલ બૈત. રસુલેખુદા ફરમાવી ગયા છે. અમીરૂલમુમીનીનના આપ હુજ્જત છે બગદાદથી ૩૦ માઇલ દુર આપનો મકબરો છે અને સહેનના બહાર અબ્દુલ્લાહ બીન જાબીર સહાબીની કબર છે. જે થોડા વરસો અગાઉ ફુરાતના કિનારાથી લાશ લાવી દફન કરેલી છે. હઝાર વરસ અગાઉની લાશ જેમની તેમ નીકળી હતી. અને એ કરામત દુન્યામાં મશહુર થઇ હતી, એમ રીવાયત છે.

૨ કાઝેમૈન. અહીં ઇસ્ના અશરી શીઆના ઇમામો મુસા કાઝીમ વગેરેની કબરોપર શાનદાર રોઝાઓ ચણાવેલા છે, જે જોવાલાયક છે.

૩ બગદાદના કબ્રસ્તાનમાં ત્રણ ઝીયારતો મહત્વની છે. એક યુશા બીન નુન. બીજી બહલોલ દાનાની જે ઇમામ જાફરુસ્સાદીકના ખાસ શીઆ હતા. ત્રીજી બીબી ઝુબેદા ખાતુનની. અબ્બાસી ખલીફાની આ મહારાણી મવલાના જાફરુસ્સાદીક ( અ. સ. ) ની ખાસ શીઆ હતી. મક્કામાં નહેર ઝુબેદા આ બીબીએ જ ખોદાવીને દુન્યામાં અમર નામ કર્યું છે. આપની કબર પર સુંદર રોઝો ચણેલો છે.

તાઃ ૧૩મી બઝારમાં ફરી થોડીક ખરીદી વગેરે કરી અને તાઃ ૧૪મી સવારે નાસ્તો કરી અમારો કાફલો કરબલા તરફ રવાના થયો. મોટર બસમાં બાવીસ માણસો બેઠા. તેના બત્રીસ રૂપીઆ ઠરાવેલા હતા. બગદાદથી ઉપડી મોટર મુસય્યબ થોભી. અહીં મુસ્લીમ બીન અકીલના ફરઝંદો, ઈબ્રાહીમ અને મોહંમદના રોઝા છે. જેની તરફ જોતાંજ માસુમ બચ્ચાઓની મહેનત યાદ આવીને આંખમાં આંસુ આવી જાય છે. ઝીયારત કરી આગળ વધતા મવલાના ઓનનો રોઝો આવે છે. આ બહાદુર જવાન ઝયનબ ( અ. સ. ) ના શાહઝાદા છે. આશુરાની રાતે ( તાઃ ૯ મી રોજે રાતે ) આપ ઇમામે મઝલુમ વાસ્તે મદદ શોધવા બનુ અસદની તરફ ગયા હતા. ત્યાં રસ્તામાંજ દુશ્મનોએ ઘેરીને આપને શહીદ કીધા છે. અમોએ આપની ઝીયારત કરી લગભગ સાડા બાર વાગે કરબલા પહોંચ્યા.

૨

## હુઝુરેઆલીની પધરામણી.

ફયઝે હુસેનીમાં સરસામાન મુકાવી ગુસલ કરી અમો હરમૈનની તરફ ગયા. પહેલા પહેલ શહીદોના સરદારના રોઝએ અતહરમાં સલામ પઢી દોઆ કીધી. ઇમામ ( અ. સ. ) મુસીબતપર આંસુના ફુલ મુકી શફાઅત તલબ કીધી. તે પછી અલમબરદારના રોઝામાં ગયા. જલાલથી અમે ડઘાઇ ગયા અદબ અને ખુઝુઅથી સલામ પઢી દોઆ કીધી. હજના બાદ નબીની અને નબીના નવાસાની ઝીયારત નસીબથઇ તે પર હમ્દ કીધો એજ રીતે તાઃ ૧૫ અને ૧૬ મંગળવાર અને બુધવાર નમાઝના બાદ ઝીયારતથી શરફ લેતા રહ્યા. ફુરસદના સમયે બઝારમાં ફર્યા જાફરે-સાદીકનો બગીચો જોયો. હુર (અ. સ.) ની ઝીયારત કીધી. ખયમગાહ વગેરે દેખી હુસેન ( અ સ. ) ને યાદ કીધા. કરબલા આજકાલ ખુબ તરક્કી કરી રહ્યું છે. ડામરોના રસ્તા થયા છે, વીજળીની રોશની, બાગ બગીચાઓ મદરસાઓ અને ઉંચી ઇમારતો બની ગઇ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન જાબિર અને હઝરત હુઝેફતુલ યમાનીની આરામગાહ મદાય



બીબી ઝુબેદા ખાતુનનો રોઝો, બગદાદ



કરાંચીબંદર ઉપર સહયાત્રા ઉતરે છે.

બગદાદ મોટર સ્ટેન્ડ ઉપર હુઝુરેઆલીના સ્વાગત માટે તાઃ ૧૬મીએ ઇરાકના શાહ ગાઝીના સેક્રેટરી, વઝીર તથા બીજા અમલદારો આવેલા હતા. આપ નામદારે તેમણી સાથે થોડીક વાત કરી ખાનસાહેબ અબદુલઅલીના મકાનમાં પધાર્યા. નમાઝ અને જમણના બાદ આપે ત્યાંજ આરામ ફરમાવ્યું. તાઃ ૧૭મીએ સવારે આપ કરબલા જવાને રવાના થયા. રસ્તામાં મુસઈયબની અને એોનની ઝીયારતો કીધી. મોટર આગળ વધતા ખાનઆતશી નામની ચોકી પાસે કરબલા મોઅલ્લાના આગેવાનો તથા મુમીનોન ઇસ્તીકબાલ માટે આવેલા હતા. કરબલાના ગવર્નરના સેક્રેટરી, મ્યુનિસીપાલીટીના પ્રમુખ, વકફખાતાના કમિશ્નર વગેરેએ અહીંથી આપને સનમાન પૂર્વક સરઘસ આકારે કરબલાના મ્યુનિસીપલ હોલમાં લઇ ગયા.

પહેલા પહેલ આગેવાનોથી આપની ઓળખાણ કરાવવામાં આવી, ત્યાર બાદ સઇયદ અબ્દુલ રઝઝાક વહાબ બેગે આવકારનુ જુસ્સાદાર ભાષણ કર્યું. તે પછી કોલડ્રીંક આપવામાં આવ્યું. અને આપ નામદાર ટાઉન હોલમાંથી હરમે શબ્બીરમાં પધાર્યા. ત્યાં સલામ અને દોઆ ઘણા રીક્કતથી પઢી હરમે અબ્બાસમા પધારા ત્યાં દોઆ ફરમાવી. કેઝના મકાનમાં ઉતારો લીધો.

તાઃ ૧૮મી જુમ્માએ હસ્સાલાના હોલમાં મકદમની મજલીસ તથા જુમાત થઇ. હુઝુરેઆલી રોજ હરમૈનમાં ઝીયારત કરી દોઆ ફરમાવતા. ઇમામત થી નમાઝ થતી, અને અનેક આલીમો આપના દીદારથી શરફ લેતા. આમ ૧૯મી શનીવારથી તાઃ ૨૨મી મંગળવાર સુધી કાર્યક્રમ રહયો. તાઃ ૨૩મી બુધવારે સવારે આપે સદ્દ મકાનમાં વાઅઝ ફરમાવી. હમ્દો-સનાના બાદ ઇલ્મી બયાન ફરમાવ્યું, નબીસાહેબ અને આલે નબી ઉપર સલવાત બોલી હિજાઝ, મિસર, ફલસ્તીન, શામ અને ઇરાક એ પાંચે પવિત્ર દેશમાં પંજેતનના દાસને જે પનોતો આવકાર મળ્યો તે ઝીકર કરી ખુદાતઆલાનો શુકર કર્યો, અને છેવટ કરબલાની મુસીબત બયાન ફરમાવી આશુરાનો નકશો બતાયો તે બાદ નોહાના કાદરામમાં વાઅઝ ખતમ થઈ.

તા. ૨૪મી ગુરૂવારે ઝરીહ મુબારકના ઇફતેતાહની જાહેર રસમ થઈ. રાત્રે હરમે અતહરમાં ભપકાદાર વીજળીની રોશની થઇ. જેને જોવા માટે હઝારો લોક ઉભરાયા હતા. આવનારાઓને બાક-શિફા આમેઝ કરેલું શરબત પીલાવવામા આવતુ હતું. હુઝુરેઆલીએ ઇશાની નમાઝ બાદ હરમના મકાનમાં તસબીહુલ આઝમની નમાઝ અદા કીધી, જમણ પણ ત્યાંજ લીધું. તે બાદ આગાસીમાં ઇરાકી તર્ઝની ગમની મજલીસ થઇ. જેમાં અરબી અને ફારસી મરસીયા પઢાયા રોઝએ અતાહર બુકએ નુર હતા તેની રોશનાઇ એવી હતી કે, કદી કોઈએ જોઇ ન હોય ન સુની હોય. ઝરી મુબારકની બેઠક આરસના પત્થરની હતી. અને તેના ચળકાટનો કાંઇ પાર ન હતો

તાઃ ૨૫મી રોઝ મુજબ કાર્યક્રમ રહયો. તાઃ ૨૬મી શનીવારે હુઝુરેઆલીએ શાહઝાદાઓ સહીત હરમ શરીફમાં રાતના બે વાગા સુધી જાગીને દોઆ કીધી. તાઃ ૨૭મી રવીવારે અમારો કાફલો નજફે અશરફ તરફ રવાના થયો. ૧૦॥ વાગે ઉપડેલા ૧૨॥ વાગે પહોંચી ગયા. કુઝમાં ઉતરી કપડા બદલી ઝીયારતથી બાખબર થયા.

તાઃ ૨૮મી સોમવારે હુઝુરેઆલા કરબલાથી નજફ તશરીફ લાવ્યા. શહેરના લોકોએ આપને માન આપવા માટે એક સુંદર શામીઆનો ઉભો કરેલો હતો તેમ મેળાવડો થયો. હુઝુરેઆલીએ હરમે મુબારકમાં દોઆ ફરમાવી ઉતારા પર પધારી ગયા. નજફના ઉલમાએ આપથી મુલાકાતનુ શરફ લીધુ.

તાઃ ૨૯મી મંગળવારે મુશ્કિલ કુશાએ આલમના રોઝામાં દાખીલી કીધી અને તાઃ ૩૦મી બુધવારે મગરીબની નમાઝ કુફાની મસ્જીદમાં અલી મુર્તઝા સ. અ. ના મેહરાબ મુબારકમાં ઉભા રહીને ઇમામતથી સરકારે પઢાવી હતી.

તા. ૧લી રબીઉલઆખર જુમેરાત રોઝે અમે કુફામાં નીચલી ઝીયારતો કરી. ૧ હઝરત કુમેલ બિન ઝીયાદ, હઝરત એહનફ બિન કૈસ. હઝરત રશીદ હુજરી આ ત્રણે અલીના શીઆ શહીદ છે અને એકજ કબ્રમાં દફન છે. ૨ હઝરત મ-સર બિન તમ્માર ૩ હઝરત હાની બિન ઉર્વા, અલીના હુજ્જત અને મુસ્લીમને બચાવનાર. ૪ હઝરત મુસ્લીમ બિન અકીલ, શબ્બીરના એલચી. આ સિવા કુફામાં અલીએઆલાનુ મકાન બતાવાય છે. જે મસ્જીદમાં આપ શહીદ થયા તેમાં પણ ઘણી ઇતિહાસીક જગ્યાઓ છે. મેહરાબપર " કુલ્લમા દખલા અલૈહા ઝકરીયલ મેહરાબ " ની આયતેપાક લખેલી છે.

તા. બીજી જુમ્આએ બપોરની નમાઝ સરકારેઆલાએ કુફાની મસ્જીદમાં પઢાવી. તા. ત્રીજી આપ મુકામ રહ્યાં. તા. ચોથીએ ઇમામુઝઝમાન સ. અ. ની સાલગિરહ હોવાથી લુકમાની સરાના હાલમાં મજલિસ થઇ અને સાંજ સવારનું જમણ થયું. એજ રાતે હુઝુરેઆલી રાતના બે વાજા સુધી હરમે મુર્તઝવીમાં જાગા અને ઇબાદત કીધી, ત્યાર બાદ વહેલી સવારમાં કરબલા પધારી ગયા.

તા. પાંચમી સવારે અમારો કાફલો નજફથી બપોરે નમાઝ બાદ રવાના થઇ કરબલા ૫॥ વાગે દાખલ થયા. એજ રાતે હુઝુરેઆલાએ હરમે હુસેનામા રાત ઝીંદા કરી દોઆ કીધી અને વહેલી સવારમાં મોટર રસ્તે બગદાદ પધારી ગયા.

તા. ૬થી અમો કરબલામાં રહ્યાં અને તા. ૭મી સવારે નાસ્તો કરી હરમ ની વદા થઇ મોટરમાં બગદાદ ગયા. હુઝુરેઆલા બગદાદ ખાતે ખાસ રોકેલા બંગલામાં

તશરીફ-ફર્માં હતા. જેના સામેજ શાહગાઝીનો દરબાર હાલ છે. સવાર બપોરની નમાઝ આપ અહીં અદા કરતા અને સાંજે ખાનસાહેબ અબ્દુલઅલીના મકાનની અગાસીપર ઇમામત કરાવતા. તાઃ ૬થી મંગળવારે બગદાદના નેતાઓએ આપની મુલાકાત લીધી હતી.અને તાઃ ૭મી બુધવારે સવારે આપ નામદાર માઝુન સાહેબ સહીત બ્રાટીશ એલચીના ત્યાં પધાર્યા હતા તેજ દિવસે આપ કાઝમેન તથા સલમાન પાક તશરીફ લઇ ગયા હતા. રાત્રે અબ્બાસી આઇસ ફેક્ટરીમાં ઝીયાફત હતી.

તાઃ ૮મી ગુરૂવારે સવારે દસ વાગે બ્રાટીશ એલચીએ વલતી મુલાકાત આપી હતી. અને ૧૧॥ વાગે હુઝુરેઆલા ઇરાકના રાજા જલાલતુલ મુલ્ક ગાઝીને મળવા કસરે ઝહુર નામના મહેલમાં પધાર્યા હતા. બેવેના દરમિયાન જુની મિત્રતા અને વડિલોના સંબંધ તથા સામાન્ય વિષયો ઉપર વાતો થઇ હતી. એજ સાંજે ૫ વાગે એકઝીબીશન ગાર્ડનમાં આપે દમામદાર પાર્ટી આપી હતી.જેમાં વડા પ્રધાન સુલેમાન પાશા, પ્રધાન મંડળના સભ્યો અને મોટા અમલદારો હાજર રહ્યા હતા. રાતે આપે ખાનસાહેબ અબ્દુલઅલીના ત્યાં ઝીયાફત જમી માસાક લીધો હતો. અને બસરા મેલથી ૧૧ વાગે બગદાદથી વિદાય લીધી હતી. એજ મેલથી અમારો કાફલો બસરા જવા ઉપડયો હતો.

તા. ૯મી જુમ્માએ બપોરે એક વાગે મેલ બસરા પહોંચ્યા. સરકારઆલા તરતજ ફૈઝના મકાનમાં ઇમામતથી ઝોહર અનેઅસરની નમાઝ પઢાવી જમણ લીધું. બપોરે આપ નામદાર ઝુબેર વાસીઓની અરઝથી ઝુબૈર ગામ પધાર્યા હતા. ત્યાં લાયબ્રેરી હોલમાં આપનો સત્કાર થયો હતો. ઝુબેરથી આપ બસરા પધારી ફૈઝના મકાનમાં આરામ લીધો.

તા. ૧૦ રબીઉલઆખર ૧૩૫૬ હિજરી શનીવારે ૨॥ વાગે સરકારઆલી સાદાત, કોદાર અને ૭૦૦ મુમીનીનનો કાફલો મેલ સ્ટીમર વાસના મારફતે બસરાથી વિદા થઇ હિંદ તરફ આવવા ઉપડયા.

## ૩
# હિંદનીસરઝમીનમાં

તા. ૧૧, ૧૨, ૧૩, ૧૪, રવી, સોમ, મંગળ અને બુધવાર સ્ટીમર પર્શીઅન ગલ્ફમાંથી પસાર થઇ અરબી સમંદરમાં દાખલ થઇ હતી. તા. ૧૨ સાંજે બહેરેન બંદર ઉપર તે થોભી. યહાં આપણા ભાઇઓ વેપાર અર્થે વસેલા છે. તેઓ જહાઝપર આવ્યા અને મોલાનાના કદમબોસ થયા. ત્યાંની જમાતમાં નજીવા કારણે

કેટલાક મતભેદ હતા તે હુઝુરઆલીએ દુર કરાવી દીધાં; જમાઅત હશીખુશી વિદા થઈ. બહરેનમાં એક મશહુર વેપારી ખાનસાહેબ યુસુફ બિન એહમદ સી. આઇ ઈ. છે, તેઓએ મોલાનાની ખિદમતમાં ઈરાની ગાલીચા તથા કુંબાઓ ભેટ કર્યા. આપે તેને શાલ ઓઢાવી ખુશ કર્યા. મગરીબની નમાઝ પછી જહાઝ અરબી સમુદ્રના નીળવર્ણી નીર ચીરતું ઝડપભેર ચાલવા લાગ્યું. રોઝ સવારસાંજ ઇમામતની નમાઝ થતી, સરકાર તરફથી જમણ થતું, અને વક્ત ઘણો આનંદમાં વીતી જતો. રાતા સમુદ્રના બંદરો દુરથી દેખાતા હતા. ગુરૂવાર તા. ૧૫ મી સવારના ૭ વાગે વાસના જહાઝે કરાંચીમાં લંગર કર્યું.

કીયામારી બંદર ઉપર આપ નામદારના ઈસ્તીકબાલ માટે તમામ મુમીનીન આગેવાન મુખીઓ તેમ બીજી કોમોના નેતાઓ આવેલા હતા. સઇયદી સાલેહભાઇ સાહેબ સફીયુદ્દીન સાહેબ તથા સઇયદી હસનભાઇ સાહેબે આપને ઉતાર્યા. ખેંડના સરોદો તકબીરના, નાઅરાઓ વચ્ચે આપે હિંદની સરઝમીનમા કદમ મુકયા બંદર ઉપર બાંધેલા શામીયાનામાં ઓળખાણનો મેળાવડો થયો. પછી આપ બીજા શામીયાનામાં પધારા, જ્યાંથી દમામદાર જુલુસ નીકળ્યું.

સરઘસના રસ્તાઓ આકર્ષક રીતે સજાવેલા હતા. વોલંટીયરો, સ્કાઉટો વગેરેની સેવા વખાણ પાત્ર હતી. આદમ મસ્જીદ પાસે સરઘસ વિખેરાના મકરૂમની મજલીસ થઈ હતી અને તે બાદ તઇયબી જુમાતખાનામાં જમણ થયુ હતુ. પછી આપ કલીફટન રોડ ઉપરના બંગલામાં પધારી ગયા.

તાઃ ૧૬મીએ જુમ્આ હોવાથી આદમ મસ્જીદ તક જુલુસ સાથે પધારેલા હતા. અને ઘણીજ ઉમદા દોઆ ફરમાવી હતી. તાઃ ૧૭, ૧૮, ૧૯ શની, રવી, સોમ ઝયાફતોનો સીલસીલો હતો. ૧૯મી તારીખ રાતે શાહઝાદાની સાલગિરહની રાત હોવાથી શાહી જુલુસ નીકળ્યુ હતુ અને આતશબાઝી થઈ હતી તેજ દિવસ સવારે સિંધના ગવર્નર સાહેબને આપ મળવા ગયા. તેમ ગવર્નરે આપને વળતી મુલાકાત આપી હતી. જે પ્રસંગને અનુસરીને જમાતખાનાનો હોલ આકર્ષક રીતે સજાવેલો હતો.

તાઃ ૨૦મી મંગળવારે શાહઝાદા સાહેબના મનસુસની સાલગિરહની મજલીસ આદમ મસ્જીદમાં થઇ હતી. અને ફીરોઝપુરવાલા શેઠએ જમાતનુ જમણ કર્યું હતુ. તેજ સાંજે ગાંધી ગાર્ડન પાસેના બંગલામાં મુસલમાનોને પંજાબના અંજુમન તરફથી આપ નામદારને માનપત્ર અપાયું હતુ અને સુંદર પાર્ટી થઈ હતી. જેનો ઘટીત જવાબ શેખ અબ્દુલતઇયબ દીવાને આપ્યો હતો.



સયાજી મહેલ [હુઝુરઆ:શ્રીનું મુંબઈનું રહેઠાણ]

કરાંચીમાં આમોએ ઝીયારત કરી જોવા લાયક જગ્યાઓમાં ફરી, તાઃ ૨૦મી
તે ૧૧॥ ની ટ્રેનથી કરાંચીથી નીકળી સવારે ૬॥ વાગે હૈદરાબાદ આવ્યા હતા.
: ૨૧મી બપોરે કોયટા મેલથી સરકારેઆલી પણ હૈદરાબાદ પધાર્યા હતા. મુમી-
ન કદમબોસ થયા પછી આપ સ્પેશીઅલ ટ્રેનથી અમદાવાદ તરફ ઉપડયા હતા.
મો પણ સાથેજ હતા. મારવાડ, સિદ્ધપુર વગેરેના દરમિયાનવાલા સ્ટેશનો ઉપર
મીનીનએ આપને હરખભર્યો અવકાર આપ્યો હતો. તાઃ ૨૨મી જુમેરાતે રાતે
ન અમદાવાદ આવી પહોંચી.

મુમીનીન ભાઇયોની ચિક્કાર હાજરીથી અમદાવાદ સ્ટેશન ધમધમી રહ્યું
તુ. બેંડના સરોદો અને તકબીરના આવાઝો વચ્ચે આપ સ્ટેશનથી કુત્બી સરામા
ધારી ગયા. ત્યાં આપે દોઆતે કીરામ અને વાલીયોની ઝીયારત કીધી બીજે દી
જુમ્આ તાઃ ૨૩મી સવારે તાજપુરની મસ્જીદ તક આપનુ શાહી સરઘસ કાઢવામાં
આવ્યું. મસ્જીદમાં મકદમની મજલીસ થઇ તે પછી જમાત થઇ ફરી આપ
મસ્જીદમાં પધારા અને જુમ્આની નમાઝ પઢાવી. બપોરે મુસલમાનોએ આપને
માનપત્ર આપ્યું. અને રાતે આપ અમદાવાદથી વિદા થયા.

હુઝુરેઆલીને લઇને ઉપડેલી ટ્રેન સવારે પાલધર થોભી. સવારની નમાઝ
આપે અદા કીધી અને સ્પેશીઅલ ટ્રેનમાં તશરીફ ફર્મા થયા. જે તા. ૨૪ શની-
ર સવારે ૮-૪૦ વાગે મુંબઇના આલીશાન વિક્ટોરીયા ટરમીનસ સ્ટેશન ઉપર
અતિ હાઠમાઠ અને ઉત્સાહ આનંદ વચ્ચે આવી પહોંચી

મુંબઇના એ બાદશાહી સ્ટેશન ઉપર બાદશાહે દીનને ન કદી દીઠ ન શુનીદ
માન મળ્યું. અનજુમને તબ્લીગુલ ઇસ્લામે માનપત્ર આપ્યુ, ત્યાર બાદ જુલુસ
નીકળ્યું જેમાં મુંબઇ ઉપરાંત દેશાવરના મળી કુલ ૨૫ હજાર મુમીનીન શામીલ
થયા હતા. આ સરઘસની વ્યવસ્થા જાળવવાને ૫૦૦ પોલીસ મ્હેનત લઇ રહી હતી
ફરેર રસ્તાઓમાં ફરીને જુલુસ ગુર્રતુલ મસાજીદમાં થોભ્યું, જ્યાં મકદમની
મજલીસ થઇ અને ત્યાર પછી દાઉદી બાગમાં જમણ થયું.

શનીવાર, રવીવાર, સોમવાર, એમ ત્રણ દિવસ સુધી મુંબઇની કોમી ઇમા-
તો ઉપર અસાધારણ રોશની થઇ હતી. રવીવાર તા. ૨૫મીએ રાત્રે ભીંડી બજાર
થા સાતતાડમાં આપના વધુ જુલુસ થયા. તા. ૨૬મીએપણ ખુશાલી થઈ. તા.
૭મી મંગળવારે હુઝુરેઆલીએ નિયાઝની જમાઅત કીધી તેમા જમણ ઘણાજ
કલ્લફ થયા હતા. તા. ૨૮મી બહારગામના મેહમાનોને આપે વિદા કીધા. તાઃ
૯ જુમ્આરાતે મોલાના મોઅઇયદની મજલીસ આપે કોટની મસજીદમા પઢી

અને તા. પહેલી જમાદીલઅવ્વલ જુમ્આએ બપોરે ઝોહરની નમાઝબાદ ગુર્રતુલ મસાજીદમાં ઇમામુઝઝમાન અને આપના આબા તાહેરીન તથા અબના અકરમીન ઉપર સલવાત પઢી, પાંચે પાક પ્રાંતનો પ્રવાસ પનોતી રીતે પુરો થયો અને દા'વત હાદીયહનો કલેમો બુલંદ થયો તે બાબે હમ્દ ફરમાવી મુમીનીનના હકમાં દોઆએ ખયર ફરમાવી.

## ૪

# ઉપસંહાર

અમે અલ્લાહતઆલાનો હઝારહા હમ્દ અને શુક્ર કરીએ છે કે, તે એ પોતાના દાઇએ અમીન, ફખ્રુદદોઆતુલ મુતલકીન સઇયદના વ મવલાના તાહેર સયફુદ્દીન સાહેબ ( ત. ઉ. શ. ) ના તુફેલમાં અમને અમારા કાફલાના મર્દો અને બઇરોને પાંચે પાક દેશમાં જવાનુ નસીબ કરી આપ્યું. હીજાઝમાં હજના ફર્ઝથી મોકળા થઇ, નબીએ કરીમના રોઝામાં ગયા. ત્યાંથી મિસર જઇ અઇમ્મા તાહેરીનની ઝીયારતનુ શરફ લઇ ફલસ્તીન પહોંચી આંબીયા અને અવલીયાની કબરો પર પેશાની મુકી સીરીયા ગયા, અને અહલેબેતે નબીના આશંકાના મઝારાતને બોસો દઈ ઇરાક આવી આલમના મુશ્કિલકુશા અને આપના લાડલા સઈયદુશ શોહદા હુસેન ( અ. સ. ) ના ગુંબદમાં ઉભા રહી ગુનાહ બક્ષાવ્યા. અમે વો દોલત અબદીયહ કમાયા જેને દુન્યાની કોઇ દોલતથી આંકી શકાય નહી. અમે વો નેઅમત મેળવી જેની સામે દુન્યાની કોઇ નેઅમતને સરખાવી શકાય નહી. ખુદાના એ અહસાન અદા કરવાની અમારી તાકત નથી. અને હુઝુરેઆલીના એહ-સાનાત ગણાવવાની અમારી તાબ નથી. એ પ્રવાસમાં દઅવતની શાનાતને અમે નઝરોથી જોઇ. તવારીખમાં જેટલા દોઆતની હજ નોંધાએલી છે. તેના બયાનો એક તરફ અને આ દાઇઝઝમાનના હજના વાકેઆત એક તરફ. ખરેખર આ પ્રવાસે દઅવતના કલેમાને કમાલ બુલંદી અપાવી છે.

" બરકતે અર્દિલ કઅબા " એ નામમાં હુઝુરેઆલીએ સ. ૧૩૫૬ના અદદ બતાવેલા છે, તેમ " સફહતે અરફાતિલ મઆરિફ " માં એજ સન નિકળે છે, એ બે નામથી આકાએનામદારે જે રિસાલો તસનીફ કીધો છે તેના હમ્દથી અમે હમ્દ કરીએ છે, તેની સલ્વાતથી અમે સલ્વાત પઢીએ છે, તેની દોઆથી દોઆ કરીએ છે અને તેનીજ મુનાજાતથી મુનાજાત કરીએ છે. ખુદાતઆલા અમારા આ અમલને કુબુલ ફરમાવે અને હુઝુરેઆલીની ઉમ્રેશરીફને દરાઝ ફરમાવી, આપના ફરઝંદે-અરજુમંદ, ઇમામુઝઝમાનના દિલપસંદ, દઅવતના માઝુન અને મનસુસ, મોલા-

ના મોહંમદ બુર્હાનુદ્દીનની પણ ઉમ્રે શરીફને દરાઝ કરે. એ બેવે વલીના સાયએ-આતેફતમાં મુમીનીનને ખુશ રાખે. મુમીનીનના મોલા ઇમામુઝ્ઝમાન સ.અ. ના ઝુહુરને શિતાબ કરે. [ આમીન ]

છેવટે આ "મનાક્રેરે નેઅમત" ને અમે અમારા આકાના રિસાલાના કસીદાના ચંદ અશઆરપર ખતમ કરીએ છે. આપ ઇમામુઝ્ઝમાન સ. ને મુખાતિબ થઇને ઇરશાદ ફરમાવે છે—

**યા ઇમામલ અસ્રે યા મન અ ર ફા હુ.**
**વાકેફુન મિન્હો બે મઅનિન અ ર ફા હુ.**

અય ઇમામુઝ્ઝમાન ! અય વોહ ઇમામ કે, જેના સબબથી અરફા પોતે પોતાની મુરાદને ઓળખે છે.

**બેકા નફસી ઇન્દા રબ્બીલ બયતે યા**
**સિબતા તાહલ મુસ્તફા મુઝ દ લે ફા હુ.**

અય તાહા મુસ્તફાના નવાસા ! રબ્બુલ આલેમીનના ઘરમાં આપના સબબથી મારો જાન નઝદીકી મેળવે છે.

**બેકા યા બયતલ ઇલાહીન્ નાતેકલ-**
**હય્યા નફસી અસબહત મો અ ત કે ફા હુ.**

અય ઇલાહલ આલેમીનના બોલતા અને જીવતા ઘર ! આપના સબબથીજ મારો જાન ખુદાના દરબારમાં લીન થયો છે.

**શકરત નઅમાકા બિલ અજઝે અનિશ-**
**શુકરે યા મ વ લ લ વરા મો અ ત રે ફા હુ.**

અય ખલકના મવલા ! આપની નેઅમતોનો શુકર મારો જાન આજીઝીથી કરે છે.

**લમ તઝલ મિન બહુરે એ હ સા નો કા યા**
**બહરા નુરીન વ હુદન મુ ગ તરેફાહુ.**

અય હિદાયત અને નુરના સમંદર ! આપના એહસાનના દરીયાથી મારો જાન ખોબળાઓ ભરી રહયો છે.

**નજલો તાહલ મુસ્તફા વ લ મુર્તઝા**
**તોહરે મન અ ર કા હો યવમન ક ત ફા હ.**

અય તાહા નબીના દિલબંદ ! અય વોહ પાક મુર્તઝાના ફરઝંદ કે, જે મુર્તઝાને નબી સાહેબે પોતાના કાંધાપર ચઢાવેલા હતા.

**નજલો મવલાના ઇ મા મુ ત્ત કી યબીત–**
**તોહરે મન રી મજદેહી કદ ખલફાહ.**

અય તઈયબ ઈનામના ફરઝંદ ! કે, જે તર્જીબની બુઝુર્ગી અને શરફના આપ વારિસ છો.

**યા લહુ મિન ખલફીન બર્રીન રિઝન**
**તા હે રી લ અર્દાને અર્દા સ લ ફા હ.**

અય વોહ ભલા વારિસદાર કે, જે ખુશનુદ અને ભલા વડિલોના ખુશનુદ અને ભલા ફરઝંદ છે.

**ફ હુઆકહોલ્લાહો યા મ વ લ લ વ રા**
**મિન સલામીન મિન્ હા દા બ ન તો હ ફા હ.**

અય ખલકના મવલા ! આપને ખુદાતઆલા હંમેશા નેકતર સલામોના તોહફાઓથી ખાસ કરે.

**અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમ્મદીન**
**વ અલા આલે મોહમ્મદીન**
**બઆરિક વસલ્લીમ.**

---

